# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

C/o પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા–કચ્છ.

## ચતુર્થ અધિવેશન તા. ૨૮ થી ૩૦ મી એપ્રિલ-૯૩

## પરિપત્ર

તા. ૫ - ૪ - ૯૩

સમાજના સૌ સભ્યો જોગ,

કુળદેવી મા ઉમિયાની અસીમ કૃપાથી સમાજે ઉત્તરોતર પ્રગતિ સાધીને સામાજીક, શૈક્ષણિક તેમજ આર્થિક ક્ષેત્રે અન્ય સમાજોની હરોળમાં ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. સમાજની ૪ દાયકાની યશસ્વી વિકાસ યાત્રાનો ચિતાર સમાજના બહોળા જન સમુદાય સમક્ષ મુકવાના શુભ આશયથી અને સમાજને સ્પર્શતા વિવિધ વિષયો અને પ્રશ્નોની ખૂલ્લી અને વિસ્તૃત ચર્ચા વિચારણા કરવાના ઉદ્દેશ્યોથી તથા કચ્છ અને કચ્છ બહાર વસ્તા સમસ્ત જ્ઞાતિજનોમાં પ્રેમ–સંપ–સંગઠન અને સેવાની ભાવનાથી નજીક લાવવાના હેતુથી સમાજની તા. ૨૦-૧૨-૯૨ના રોજ મળેલ અસાધારણ સામાન્ય સભામાં નખત્રાણા ખાતે સમાજનું ત્રણ દિવસનું ચતુર્થ અધિવેશન યોજવાનું સર્વાનુમતે ઠરાવવામાં આવેલ છે

સૂચિત ચતુર્થ અધિવેશનના મુખ્ય હેતુઓ ભારતભરમાં વસ્તા સમાજના સભ્યોને સમાજની કેંદ્રિય સંસ્થામાં પૂરતું પ્રતિનિધિત્વ મળી રહે તે માટે સમાજના બંધારણમાં જરૂરી ફેરફારો કરવા બદલતા સમય સાથે કદમ મિલાવવા જ્ઞાતિના રીતરીવાજોમાં જરૂરી જણાય તેવા ફેરફારો કરવા, સમગ્ર જ્ઞાતિજનોની જનસંખ્યાની વિગતો એકત્ર કરવી તથા સમાજમાં ઉચ્ચ શિક્ષણનો પ્રચાર અને પ્રસાર થાય તે દિશામાં પ્રયાસ હાથ ધરવા, સમાજના સર્વાંગી વિકાસમાં મહિલા તેમજ યુવા શક્તિનો વધુમાં વધુ લાભ મળે અને કાર્ય કરવા વિશાળ ફલક મળે તેવા પ્રયાસો કરવા તેમજ દૂર દૂર વિસ્તરેલા સૌ જ્ઞાતિ બંધુઓ પરસ્પર નીકટ આવે, સ્નેહ સંગઠનને સેવાની ભાવના કેળવી સમાજના ઉત્કર્ષમાં તેમનું બહુ મૂલ્ય યોગદાન આપી તકે તે માટે પ્રેરવા વગેરે.......વગેરે... ..

### —: યુવા પરિષદ :—

ચતુર્થ અધિવેશનની વિશેષ બાબત એ છે કે સમાજને સ્પર્શતા મુદ્દાઓની જનરલ ચર્ચાની સાથે સાથે યુવાનો, મહિલાઓ અને માજી વિદ્યાર્થીઓ માટે સમય ફાળવવામાં આવ્યો છે. અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ સમાજના યુવાનોનું પ્રતિનિધિત્વ કરતી સંસ્થા છે તેના નેજા હેઠળ સમાજની યુવા શકિત સમાજના વિવિધ વિકાસ કાર્યમાં કઇ રીતે વધુને વધુ યોગદાન આપી શકે અને સમાજના સહકારમાં રહીને કેવી જાતના પૂરક કાર્યો સ્વતંત્ર રીતે હાથ ધરી શકે તેની વિસ્તૃત ચર્ચા માટે અધિવેશનમાં મંચ મળી રહેશે. સમાજના શકય તેટલા વધુ યુવાનો આ સભામાં હાજર રહી પોતાના મૂલ્યવાન વિચારો આપે તે અપેક્ષિત છે. આ પરિષદમાં સમાજના તેજસ્વી સ્નાતક ભાઈ– બહેનોનું સન્માન પણ કરવામાં આવશે.

### —: મહિલા પરિષદ :—

સમાજના વિકાસમાં મહિલાઓ પણ કદમ મિલાવે તે દરેક સમાજ માટે અનિવાર્ય છે. આ અધિવેશનમાં મહિલાઓને પણ પોતાના સમાજોપયોગી વિચારો રજુ કરવા તક મળશે તે માટે અધિવેશનમાં અલાયદી મહિલા પરિષદ માટે સમય ફાળવવામાં આવ્યો છે. સભામાં સમાજની મહિલા પાંખ સમાજ ઉત્કર્ષમાં સક્રિય પણે ભાગ લેવા વિધિસર સંગઠન અને હોદ્દેદારોની રચના કરવામાં આવશે. તેમને સ્પર્શતા પ્રશ્નોની વિગતે ચર્ચા કરવામાં આવશે. સમાજના આ પ્રયાસની સફળતા તો ત્યારે જ મળે કે સમાજની વધુમાં વધુ મહિલાઓ જાગૃત પણે આ સભામાં ઉપસ્થિત રહે અને ભાગ લે.

### —: સંસ્થાના માજી વિદ્યાર્થીઓનું સ્નેહમિલન :—

આ અધિવેશનમાં ભુજ, નખત્રાણા તેમજ માંડવી ખાતેની હોસ્ટેલમાં રહીને અભ્યાસ કરેલ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું એક સ્નેહમિલન પણ રાખવામાં આવેલ છે. તેઓની સભા માટે અધિવેશન દરમિયાન ખાસ સમય ફાળવવામાં આવ્યો છે.

સમાજે જેમના શિક્ષણ અને ઘડતર માટે પોતાનું પ્રદાન કર્યું છે તેવા ભૂતપુર્વ વિદ્યાર્થીઓ આજે સમાજમાં સ્થાયી થયા બાદ સમાજના વિકાસ કાર્યોમાં કઇ રીતે ઉપયોગી થઇને સમાજનું ઋણ ચૂકવી શકે તેની ચર્ચા આ સભામાં કરાશે અને સાથે સાથે જ્ઞાતિજનોનું શૈક્ષણીક સ્તર ઊંચું લાવવા કઈ જાતના પ્રયાસો આવશ્યક છે તે માટેના દિશાસૂચક વિચારો પણ રજુ કરવામાં આવશે. કચ્છ અને કચ્છ બહાર વસતા ઉપરોકત હોસ્ટેલના વિદ્યાર્થીઓના સરનામાઓના અભાવે અંગત સંપર્ક ન સાધી શકાય તો પણ આ મિલનની અગત્યતા સમજી તમામ ભૂતપુર્વ વિદ્યાર્થીઓ આ સ્નેહમિલનમાં ઉપસ્થિત રહી પોતાના વિચારો આપે તો જ ભૂતપુર્વ વિદ્યાર્થીઓનું સ્નેહમિલન સાર્થક બને.

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

## C/o પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા–કચ્છ.

## ચતુર્થ અધિવેશન તા. ૨૮ થી ૩૦ મી એપ્રિલ-૯૩

### પરિપત્ર

તા. ૫ - ૪ - ૯૩

સમાજના સૌ સભ્યો જોગ,

કુળદેવી મા ઉમિયાની અસીમ કૃપાથી સમાજે ઉત્તરોતર પ્રગતિ સાધીને સામાજીક, શૈક્ષણિક તેમજ આર્થિક ક્ષેત્રે અન્ય સમાજોની હરોળમાં ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. સમાજની ૪ દાયકાની યશસ્વી વિકાસ યાત્રાનો ચિતાર સમાજના બહોળા જન સમુદાય સમક્ષ મુકવાના શુભ આશયથી અને સમાજને સ્પર્શતા વિવિધ વિષયો અને પ્રશ્નોની ખૂલ્લી અને વિસ્તૃત ચર્ચા વિચારણા કરવાના ઉદ્દેશ્યોથી તથા કચ્છ અને કચ્છ બહાર વસ્તા સમસ્ત જ્ઞાતિજનોમાં પ્રેમ–સંપ–સંગઠન અને સેવાની ભાવનાથી નજીક લાવવાના હેતુથી સમાજની તા. ૨૦-૧૨-૯૨ના રોજ મળેલ અસાધારણ સામાન્ય સભામાં નખત્રાણા ખાતે સમાજનું ત્રણ દિવસનું ચતુર્થ અધિવેશન યોજવાનું સર્વાનુમતે ઠરાવવામાં આવેલ છે

સૂચિત ચતુર્થ અધિવેશનના મુખ્ય હેતુઓ ભારતભરમાં વસ્તા સમાજના સભ્યોને સમાજની કેંદ્રિય સંસ્થામાં પૂરતું પ્રતિનિધિત્વ મળી રહે તે માટે સમાજના બંધારણમાં જરૂરી ફેરફારો કરવા બદલતા સમય સાથે કદમ મિલાવવા જ્ઞાતિના રીતરીવાજોમાં જરૂરી જણાય તેવા ફેરફારો કરવા, સમગ્ર જ્ઞાતિજનોની જનસંખ્યાની વિગતો એકત્ર કરવી તથા સમાજમાં ઉચ્ચ શિક્ષણનો પ્રચાર અને પ્રસાર થાય તે દિશામાં પ્રયાસ હાથ ધરવા, સમાજના સર્વાંગી વિકાસમાં મહિલા તેમજ યુવા શક્તિનો વધુમાં વધુ લાભ મળે અને કાર્ય કરવા વિશાળ ફલક મળે તેવા પ્રયાસો કરવા તેમજ દૂર દૂર વિસ્તરેલા સૌ જ્ઞાતિ બંધુઓ પરસ્પર નીકટ આવે, સ્નેહ સંગઠનને સેવાની ભાવના કેળવી સમાજના ઉત્કર્ષમાં તેમનું બહુ મૂલ્ય યોગદાન આપી તકે તે માટે પ્રેરવા વગેરે.......વગેરે... ..

### —: યુવા પરિષદ :—

ચતુર્થ અધિવેશનની વિશેષ બાબત એ છે કે સમાજને સ્પર્શતા મુદ્દાઓની જનરલ ચર્ચાની સાથે સાથે યુવાનો, મહિલાઓ અને માજી વિદ્યાર્થીઓ માટે સમય ફાળવવામાં આવ્યો છે. અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ સમાજના યુવાનોનું પ્રતિનિધિત્વ કરતી સંસ્થા છે તેના નેજા હેઠળ સમાજની યુવા શકિત સમાજના વિવિધ વિકાસ કાર્યમાં કઇ રીતે વધુને વધુ યોગદાન આપી શકે અને સમાજના સહકારમાં રહીને કેવી જાતના પૂરક કાર્યો સ્વતંત્ર રીતે હાથ ધરી શકે તેની વિસ્તૃત ચર્ચા માટે અધિવેશનમાં મંચ મળી રહેશે. સમાજના શકય તેટલા વધુ યુવાનો આ સભામાં હાજર રહી પોતાના મૂલ્યવાન વિચારો આપે તે અપેક્ષિત છે. આ પરિષદમાં સમાજના તેજસ્વી સ્નાતક ભાઈ – બહેનોનું સન્માન પણ કરવામાં આવશે.

### —: મહિલા પરિષદ :—

સમાજના વિકાસમાં મહિલાઓ પણ કદમ મિલાવે તે દરેક સમાજ માટે અનિવાર્ય છે. આ અધિવેશનમાં મહિલાઓને પણ પોતાના સમાજોપયોગી વિચારો રજુ કરવા તક મળશે તે માટે અધિવેશનમાં અલાયદી મહિલા પરિષદ માટે સમય ફાળવવામાં આવ્યો છે. સભામાં સમાજની મહિલા પાંખ સમાજ ઉત્કર્ષમાં સક્રિય પણે ભાગ લેવા વિધિસર સંગઠન અને હોદ્દેદારોની રચના કરવામાં આવશે. તેમને સ્પર્શતા પ્રશ્નોની વિગતે ચર્ચા કરવામાં આવશે. સમાજના આ પ્રયાસની સફળતા તો ત્યારે જ મળે કે સમાજની વધુમાં વધુ મહિલાઓ જાગૃત પણે આ સભામાં ઉપસ્થિત રહે અને ભાગ લે.

### —: સંસ્થાના માજી વિદ્યાર્થીઓનું સ્નેહમિલન :—

આ અધિવેશનમાં ભુજ, નખત્રાણા તેમજ માંડવી ખાતેની હોસ્ટેલમાં રહીને અભ્યાસ કરેલ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું એક સ્નેહમિલન પણ રાખવામાં આવેલ છે. તેઓની સભા માટે અધિવેશન દરમિયાન ખાસ સમય ફાળવવામાં આવ્યો છે.

સમાજે જેમના શિક્ષણ અને ઘડતર માટે પોતાનું પ્રદાન કર્યું છે તેવા ભૂતપુર્વ વિદ્યાર્થીઓ આજે સમાજમાં સ્થાયી થયા બાદ સમાજના વિકાસ કાર્યોમાં કઇ રીતે ઉપયોગી થઇને સમાજનું ઋણ ચૂકવી શકે તેની ચર્ચા આ સભામાં કરાશે અને સાથે સાથે જ્ઞાતિજનોનું શૈક્ષણીક સ્તર ઊચું લાવવા કઈ જાતના પ્રયાસો આવશ્યક છે તે માટેના દિશાસૂચક વિચારો પણ રજુ કરવામાં આવશે. કચ્છ અને કચ્છ બહાર વસતા ઉપરોકત હોસ્ટેલના વિદ્યાર્થીઓના સરનામાઓના અભાવે અંગત સંપર્ક ન સાધી શકાય તો પણ આ મિલનની અગત્યતા સમજી તમામ ભૂતપુર્વ વિદ્યાર્થીઓ આ સ્નેહમિલનમાં ઉપસ્થિત રહી પોતાના વિચારો આપે તો જ ભૂતપુર્વ વિદ્યાર્થીઓનું સ્નેહમિલન સાર્થક બને.

## —: જ્ઞાતિ રીત રીવાજોમાં ફેરફાર અંગે :—

અધિવેશનની પ્રથમ અને બીજા દિવસની રાત્રે કચ્છના પાટીદાર વસ્તી ધરાવતા દરેક ગામના પાટીદાર સમાજના તેમજ કચ્છ બહારની પાટીદાર સમાજના બબ્બે પ્રતિનિધિઓની એક વિષય વિચારણીય સમિતિની સભાઓ મળશે. જેમાં જ્ઞાતિના રીતરીવાજોમાં કરવા માંગતા ફેરફારોની ચર્ચા હાથ ધરાશે અને આ સભામાં જે તારણ આવશે. તેનું ઠરાવ સ્વરૂપે અંતિમ દિવસના ખૂલ્લા અધિવેશનમાં રજુ કરવામાં આવશે જ્ઞાતિ રીત રીવાજોમાં જરૂરી ફેરફારો માટેના સૂચનો માગતા નિયત ફોર્મ પ્રત્યેક પાટીદાર સમાજને મોકલાવવામાં આવ્યા છે. તે પરત મળ્યા પછી તેનું સંકલન કરી વિષય વિચારણીય સભામાં મૂકવામાં આવશે.

## —: પ્રતિનિધિત્વ માટે બંધારણમાં ફેરફાર :—

કચ્છ બહાર વસતા સભ્યોને સમાજની કારોબારી સમિતિમાં યોગ્ય પ્રતિનિધિત્વ આપવા બાબતે પણ વિષય વિચારણીય સમિતિની સભામાં ચર્ચા કરવામાં આવશે અને જરૂર જણાયે સમાજના બંધારણમાં સુધારો કરતો ઠરાવ અધિવેશનમાં રજુ કરવામાં આવશે.

## —: સ્મરણિકા પ્રકાશન :—

અધિવેશન આયોજન સમિતિએ એવો નિર્ણય કરેલ છે કે અધિવેશનના સંસ્મરણોને સાચવી રાખવા એક પુસ્તિકાનું પ્રકાશન કરવું. જેમાં જ્ઞાતિના ચારેય અધિવેશનોનો વિસ્તૃત અહેવાલ આપવામાં આવશે. સાથે સાથે સમાજોપયોગી લેખો પણ પ્રસ્તુત કરાશે વર્તમાન અધિવેશનનાં ભંડોળમાં રૂા. એક હજારથી વધુ દાન આપનાર પ્રત્યેક દાતાના નામો અને સરનામા પણ આપવામાં આવશે. સમાજે આજ લગી કરેલ પ્રગતિ અને કાર્યોની ઝલક આ સ્મરણિકામાંથી સાંપડશે આમ આ સ્મરણિકા આપણા સમાજનો લેખીત દસ્તાવેજ બની રહેશે આપણે સૌ અધિવેશન આયોજનમાં વધુને વધુ યોગદાન આપીએ તેને સફળ બનાવવા સંપૂર્ણ સહયોગ આપીએ એવી અભ્યર્થના

## —: નવનિર્મિત કન્યા છાત્રાલયનું ઉદ્‌ઘાટન :—

આ અધિવેશન દરમિયાન નખત્રાણા મધ્યે નિર્માણ થયેલ આધુનિક કન્યા છાત્રાલયનો ઉદ્‌ઘાટન સમારંભ યોજેલ છે. આ પ્રસંગે વાસ્તુ પૂજન-હવનના મુખ્ય યજમાન રૂા. ૧,૧૧,૧૧૧ નું માતબર દાન આપનાર દાતાશ્રી મણીલાલ પુંજાભાઇ રામાણી રહેશે તેમજ સહાયક યજમાનો ઓછામાં ઓછા રૂા. ૨૫,૫૫૫ નું દાન આપનાર દાતાશ્રીઓ રહેશે પૈકી ૧૦ યજમાનોની નોંધ થઇ ચૂકી છે. અને આ યજ્ઞકાર્યમાં ભાગ લેવા ઇચ્છતા અન્ય યજમાનો પણ પોતાનું નામ નોંધાવી શકે છે. કન્યા છાત્રાલયના ઉદ્દઘાટક જાહેર ચઢાવાથી તા. ૨૭-૪-૯૩ના રાત્રે મળનાર સભામાં નક્કી કરવામાં આવશે. હર્ષ સાથે જણાવવાનું કે કન્યા છાત્રાલયના ૮૧ રૂમોના દાતાઓ નોંધાઇ ચુક્યા છે તેમાં કુલ્લે ૨૪૩ બેડ છે તે પૈકી ૨૩૩ બેડના દાતાઓ પણ નોંધાઇ ગયા છે. છાત્રાલયમાં દૈનિક ભોજનની પુર્ણ દિવસની કાયમી તિથિની રકમ રૂા. ૧૧,૧૧૧ તથા અર્ધ દિવસની કાયમી તિથિ રૂા. ૫૫૫૫, ઠરાવેલ છે જે પૈકી ત્રણ માસથી વધુ તિથિઓ નોંધાઇ ચુકી છે. અને વરસની બાકીની તિથિઓ માટે નોંધણી ચાલુ છે. આ તિથિઓ માટે નોંધણી ચાલુ છે. આ તિથિઓની નોંધણી માત્ર એક જ વખત થતી હોવાથી આ પુણ્ય કાર્ય માટે સહૃદયી દાતાઓ ઉદારતાથી દાન આપવા આગળ આવશે તેવી અપેક્ષા છે.

આ ઉપરાંત કન્યા છાત્રાલયના નિમ્ન લિખિત ખંડોના બાંધકામના દાતાઓ તા. ૨૭-૪-૯૩ના રાત્રે મળનાર સભામાં ચડાવાથી નક્કી કરવામાં આવશે. સમાજે જુદા જુદા વિભાગોની ઓછામાં ઓછી રકમ આ મુજબ ઠરાવેલ છે. ભોજન ખંડ રૂા. ૩,૫૦,૦૦૦/-, પ્રાર્થના ખંડ રૂા. ૩ ૫૦,૦૦૦/-, રસોડા વિભાગ રૂા. ૧,૭૫,૦૦૦/-, સ્ટોર રૂમ રૂા ૧,૭૫,૦૦૦/-, લાયબ્રેરી રૂા. ૨,૫૧,૦૦૦/-, પ્રાર્થના ખંડમાં સરસ્વતીની મુર્તિ માટે રૂા. ૩૩,૩૩૩/- આ આંક કરતાં ચડાવાથી વધુ આપનાર દાતાને તક આપવામાં આવશે.

## —: અધિવેશન ભંડોળ અગે :—

અધિવેશન આયોજન સમિતિએ ઠરાવ્યા મુજબ અધિવેશનના ત્રણ દિવસના ભોજન માટે પણ દાન આપી પોતાનું યોગદાન નોંધાવી શકશે. તે માટે ભોજન અંગે સવારના ચા-નાસ્તા માટે એક ટંક એક દિવસના રૂા. ૨૫૦૦૦/- બપોરના એક ટંક માટે

રૂા. ૧,૦૦,૦૦૦/-, તથા સાંજના એક ટંક માટે રૂા ૭૫૦૦૦/-, ઠરાવવામાં આવ્યા છે. ઉપરાંત અધિવેશનના મંડપ માટે રૂા. ૧૦૦૦૦૦/-, તેમજ લાઈટ ડેકોરેશન માટે રૂા. ૨૫૦૦૦/-, ઠરાવેલ છે. અધિવેશનના વિશાળ કાર્યને પહોંચી વળવા સમાજને ભંડોળની આવશ્યકતા રહે તે સ્વાભાવિક છે. તે માટે દાતાઓ તરફથી મળતા દાન નોંધવાનું ચાલુ છે. તેમજ અધિવેશન બાદ પ્રકાશિત થનાર સ્મર્ણિકાના ત્રણ ટાઈટલ પેઇજ માટેની જાહેરાતોના દાતા ચડાવાથી તા. ૨૭-૪-૯૩ના રાત્રે મળનાર સભામાં નક્કી કરવામાં આવશે.

## —: માંડવી વિદ્યાર્થી છાત્રાલય ;—

સાથે સાથે માંડવી ખાતે સમાજના નેતૃત્વ હેઠળ અદ્યતન વિદ્યાર્થી છાત્રાલય યુધ્ધના ધોરણે બંધાઈ રહયું છે. તેમાં સમાજ પાસે રૂા. ૨,૨૪,૦૦૦/- ની રકમ હતી જેમાં જુના કાટમાળ તેમજ અન્ય ફાળાનો સમાવેશ છે. હોસ્ટેલના ૩૬ રૂમો પૈકી તમામ રૂમો નોંધાઇ જતાં રૂા. ૨૧,૬૦,૦૦૦/- પલંગો ૧૪૪ પૈકી તમામ પલંગો નોંધાઇ જતાં રૂા. ૨૧,૬૦,૦૦૦/-, જનરલ ફંડ રૂા. ૧,૩૫,૦૦૦/- અને અત્યાર સુધીના વિવિધ ચડાવાના રૂા. ૯,૨૩,૩૩૩/- નોંધાઇ ગયેલ છે. હોસ્ટેલ પ્રવેશ દ્વાર પાસે પાા ફુટ ઊંચી સરસ્વતીજીની આરસની પ્રતિમાના દાતા તથા હોસ્ટેલ નામકરણના દાતાશ્રીઓ જાહેર ચડાવાથી શોધવામાં આવશે.

## —: સમાજના આદ્ય સુધારક પૂ. નારાણજી રામજી લીંબાણીની પ્રતિમા અંગે :—

સમાજમાં ચેતનાની જ્યોતિ પ્રગટાવનાર સમાજના આદ્ય સુધારક પૂ. શ્રી નારાણજી બાપાની કાયમી સ્મૃતિ રાખવા, સમાજની કેન્દ્રીય કચેરી અને પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા ખાતે તેમની પ્રતિમાની અનાવરણ વિધિ પણ અધિવેશનના ત્રીજા દિવસની સવારે કરવામાં આવશે. આમ તો ૧૯૬૦માં યોજાયેલ સમાજના પ્રથમ અધિવેશનમાં સમાજે તેમના કાર્યને બીરદાવેલ, ૧૯૭૭માં બીજા અધિવેશનમાં પૂ. નારાણજી બાપાના તૈલચિત્રની અનાવરણ વિધિ થયેલ અને ૧૯૮૫માં યોજાયેલ ત્રીજા અધિવેશનમાં પૂ. નારાણજી બાપાની પ્રતિમા મુકવા બાબતે ચર્ચા વિચારણા થયેલ ત્યારબાદ તા. ૭-૫-૮૮ અને તા. ૨૮-૮-૯૧ના મળેલ સમાજની વાર્ષિક સામાન્ય સભામાં આ બાબતે નિર્ણય લેવાતાં આ અધિવેશનમાં તેનું અમલીકરણ કરવાનું સમાજે નક્કી કરેલ છે. જેનો તમામ ખર્ચ શ્રી મોટી વિરાણી કડવા પાટીદાર સમાજ તરફથી આપવામાં આવશે.

## -: સમાજનું અધિવેશન :-

અધિવેશનના ત્રીજા દિવસે સમાજનું ખુલ્લું અધિવેશન એ સત્રમાં આખો દિવસ મળશે તેમાં સમાજના તમામ વડિલો, આગેવાનો, યુવાનો અને મહીલાઓની ઉપસ્થિતીમાં વિષય વિચારણીય સમીતી દ્વારા તૈયાર કરવામાં આવેલ ઠરાવોનું વાચન કરી તેને પસાર કરવામાં આવશે તેમજ યુવક પાંખ તથા મહીલા પાંખ દ્વારા રજુ થયેલ ઠરાવો ઉપર વિચારણા કરવામાં આવશે તેમજ સમાજ વિકાસ તથા ભાવી કાર્યક્રમમાં ઉપયોગી વિચારોને મુકતપણે વ્યકત કરવાની સૌને તક આપવામાં આવશે.

કચ્છ અને કચ્છ બહાર વસતા જ્ઞાતિજનોને આગ્રહભરી વિનંતી છે કે વધુને વધુ સંખ્યામાં આ અધિવેશનમાં ઉપસ્થિત રહી જ્ઞાતિ વિકાસના આધારસ્તંભ સમી આપણી કેન્દ્રિય સંસ્થાને કાર્યક્ષમ અને મજબૂત બનાવવા પોતાનો અમૂલ્ય સહયોગ આપે. સમાજને ઉપયોગી સૂચનો, અભિપ્રાયો અને વિચારો રજુ કરે, આપ સૌની ઉપસ્થિતી ઉપર જ અધિવેશનની સફળતા અવલંબે છે.

અમારે આપ સૌને એ વિનંતી પણ કરવાની છે કે આપની નજીકમાં રહેતા આપણા જ્ઞાતિબંધુઓને આ પરીપત્ર ન મળ્યા હોય તેમને સંદેશ પહોંચાડી અધિવેશનમાં હાજરી આપવા ખાસ જણાવશો.

## -: અધિવેશનની તૈયારીઓ :-

અધીવેશનના પૂર્વ આયોજન માટે કચ્છ તેમજ કચ્છ બહાર વસતા સમાજના સક્રિય કાર્યકરો અને આગેવાનોની જુદા જુદા સમયે જુદી જુદી મીટીંગો યોજાઇ રહી છે. સરળતા માટે વિવિધ સમિતીઓની રચના કરવામાં આવી છે. દરેક સમિતિઓના કન્વીનરોની નિમણુંકો તથા સમિતિઓની રચના થતાં જ સૌને કાર્યોની જવાબદારીઓ આપવામાં આવી છે અને ખુબજ ઉત્સાહ, ઉમંગ, ખંતથી આયોજનની કાર્યવાહી આગળ વધી રહી છે. જેમાં સૌ ભાઇ બહેનોના યોગદાન તન, મન અને ધનની અપેક્ષા છે.

# અધિવેશનનો સૂચિત કાર્યક્રમ

## તા. ૨૭ - ૪ - ૯૩, મંગળવાર વૈશાખ સુદ ૫

| | | |
|---|---|---|
| રાત્રે | ૮-૩૦ | વિવિધ ચડાવાઓ માટે ખાસ સભા |

## તા. ૨૮ - ૪ - ૯૩, બુધવાર વૈશાખ સુદ ૬

| | | |
|---|---|---|
| સવારે | ૮-૦૦ થી ૯-૦૦ | મહોત્સવ ઉદ્દઘાટન વિધિ અને શોભાયાત્રા |
| | ૯-૦૦ થી ૧૧-૦૦ | નખત્રાણા કન્યા છાત્રાલય ઉદ્દઘાટન સમારંભ તેમજ હોમ હવન તથા સંતોના આશિર્વચન |
| | ૧૧-૦૦ થી ૧-૦૦ | ભોજન-વિરામ |
| બપોરે | ૨-૦૦ થી ૬-૦૦ | નખત્રાણા, માંડવી, ભુજ છાત્રાલયના ભુતપૂર્વ વિદ્યાર્થી ભાઇ-બહેનોનું સ્નેહ મીલન |
| રાત્રે | ૯-૦૦ થી ૧૧-૦૦ | વિષય વિચારણીય સભા તથા સાંસ્કૃતિક કાર્યક્રમ |

## તા. ૨૯ - ૪ - ૯૩, ગુરૂવાર વૈશાખ સુદ ૭

| | | |
|---|---|---|
| સવારે | ૭-૩૦ થી ૮-૦૦ | સમૂહ પ્રાર્થના |
| | ૮-૦૦ થી ૧૧-૦૦ | મહિલા પાંખની પરિષદ |
| | ૧૧-૦૦ થી ૧-૦૦ | ભોજન-વિરામ |
| બપોરે | ૨-૦૦ થી ૬-૦૦ | યુવા પાંખ પરિષદ |
| રાત્રે | ૯-૦૦ થી ૧૧-૦૦ | સાંસ્કૃતિક કાર્યક્રમ |

## તા. ૩૦ - ૪ - ૯૩, શુક્રવાર વૈશાખ સુદ ૮

| | | |
|---|---|---|
| સવારે | ૭-૦૦ થી ૭-૩૦ | સમૂહ પ્રાર્થના |
| | ૭-૩૦ થી ૮-૦૦ | પૂ. નારાણજીબાપાની પ્રતિમાની અનાવરણ વિધિ |
| | ૮-૦૦ થી ૧૧-૦૦ | સમાજનું ખૂલ્લું અધિવેશન (પ્રથમ સત્ર) |
| | ૧૧-૦૦ થી ૨-૦૦ | ભોજન-વિરામ |
| બપોરે | ૨-૦૦ થી ૫-૩૦ | સમાજનું ખુલ્લું અધિવેશન (બીજું સત્ર) |
| સાંજે | ૫-૩૦ થી ૭-૦૦ | પૂર્ણાહુતિ, ભોજન, વિદાય |

સમાજના ચતુર્થ અધિવેશનને દરેક ક્ષેત્રે સફળ બનાવવા જરૂરી સહયોગ આપવા સમાજના સૌ ભાઈ-બહેનોને નમ્ર વિનંતી અને સહકારની અપેક્ષા સાથે.

પત્ર વ્યવહાર :-
પાટીદાર વિદ્યાર્થી ભવન
નખત્રાણા - કચ્છ.
☎ 028352 - 2149
PIN 370 615

આપનો વિશ્વાસુ,
**પ્રેમજીભાઈ પુંજાભાઈ પટેલ**
અ. ભા. કચ્છ કડવા પાટીદાર સમાજ
અને અધિવેશન આયોજન સમિતિ

॥ શ્રી ઉમિયાયૈ નમઃ ॥

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# ભાઈ-બ્હેનો જોગ નમ્ર નિવેદન

મહાશયશ્રી,

સહર્ષ જણાવવાનું કે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજે તેના ચતુર્થ દાયકામાં પ્રવેશ કરી એકધારી પ્રગતિના સોપાન સર કર્યા છે. પસાર થયેલ સુવર્ણ કાળ દરમ્યાન સમાજ દ્વારા કેટલાયે શૈક્ષણિક સંકુલો અને સમાજવાડીઓ ભારતના ખૂણે ખૂણે વસીને ઊભાં કરેલ છે. આજે સમાજના સભ્યોએ શૈક્ષણિક ક્ષેત્રે તેમજ અન્ય ક્ષેત્રોમાં અજોડ સિદ્ધિઓ હાંસલ કરી છે અને આજેદરેક ક્ષેત્રમાં ઝંપલાવી શકે છે. વ્યાપારી તેમજ ઔદ્યોગિક ક્ષેત્રમાં ઉચ્ચ અભ્યાસના કારણે નવાં દ્વાર ખૂલ્લાં કરી શક્યા છે. સામાજીક ક્ષેત્રે સંકુલો ઊભાં કરી પરસ્પર પ્રેમ – સેવા – સંગઠન સ્થાપી અન્ય સમાજોની હરોળમાં મોખરાનું સ્થાન ધરાવે છે જેનું ગૌરવ સમાજના દરેક ભાઈ – બ્હેનોને હોય તે સ્વાભાવિક છે.

કુળદેવી **શ્રી** ઉમિયા માતાજીની અસીમ કૃપાથી આજે સમાજની પ્રગતિ શક્ય બની છે. તેનું ગૌરવ પ્રદર્શિત કરવા માટે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની તા. ૨૦ – ૧૨ – ૯૨ના રોજ અસાધારણ સભામાં નક્કી થયા મુજબ સમાજનું ચતુર્થ અધિવેશન તા. ૨૮ – ૨૯ – ૩૦ મી એપ્રિલ ૯૩ દરમ્યાન યોજવાનું નક્કી કરવામાં આવ્યું છે.

અધિવેશન આયોજનનું વિશાળ કાર્ય છે અને સાથે સાથે ભારતના ખૂણે ખૂણે તેમજ વિદેશમાં પણ સમાજના સભ્યો સ્થાયી થયેલ છે તેઓ સૌનો સહયોગ અનિવાર્ય હોય તે સ્વાભાવિક છે. માટે સમાજના દરેક સભ્યને સમગ્ર આયોજનમાં પૂરતો સહયોગ આપવાની નમ્ર વિનંતી કરવામાં આવે છે.

સૂચિત ચતુર્થ અધિવેશનનો મુખ્ય હેતુ વિશાળ ફલક પર પથરાયેલ વિવિધ સમાજો યા સમાજના વિભાગોને જન સંખ્યાના ધોરણે સમાજની કેન્દ્રિય સંસ્થામાં પૂરતું પ્રતિનિધિત્વ મળી રહે તે માટે બંધારણમાં જરૂરી ફેરફાર કરવા, પરિવર્તનશીલ સમાજમાં જેમ જીવન ધોરણ ઊંચું જાય તેમ સમય પ્રમાણે બહોળા વર્ગને માન્ય હોય તેવા જ્ઞાતિના રીત રીવાજોમાં સુધારા કરવા, સમગ્ર જ્ઞાતિની જન સંખ્યાનો ખ્યાલ રાખવા તેની નોંધ રાખવી, ઉચ્ચ શિક્ષણનો પ્રચાર–પ્રસાર કરવો અને પરસ્પર પ્રેમ–સંપ–સંગઠનની વૃદ્ધિ કરી આર્થિક નબળાં ભાઇ–બહેનોને સહાયરૂપ બનવું વગેરે હેતુઓ રહેલ છે.

આજના વીસમી સદીના યુગમાં જીવી રહ્યા છીએ ત્યારે સમાજનું સંગઠન જળવાઈ રહે તેવી આજના યુગની માંગ છે તે માટેના પ્રયત્નો કરવાં અને સંગઠનને તોડવાનો પ્રયાસ કોઇ ન કરે તેની પૂરતી તકેદારી રાખવી આજે અનિવાર્ય બની છે.

અધિવેશનની કાયમી સ્મૃતિ જળવાઈ રહે તે હેતુથી તેની સ્મરણિકાનું પ્રકાશન અને તેના ખર્ચને પહોંચી વળવા વિજ્ઞાપન દાતાઓનો સહકાર લેવામાં આવશે, અને આ કાર્યક્રમ દરમ્યાન નખત્રાણા ખાતે બંધાયેલ આધુનિક કન્યા છાત્રાલયનું ઉદ્‌ઘાટન અને સમાજના અધિવેશન સાથે સમાજની મહિલા પાંખ તથા યુવક પાંખની પરિષદોનું આયોજન તથા નખત્રાણા વિદ્યાર્થી ભવનના માજી વિદ્યાર્થીઓનું સ્નેહ મિલન બોલાવવાનુ પણ નક્કી કરવામાં આવ્યું છે.

સમગ્ર આયોજન દરમ્યાન તમામ સભ્યો મુકત રહી લાભ લઇ શકે તે હેતુથી લગ્ન ગાળાની મોસમ હોવાથી કોઇ સભ્યના કુટુંબમાં તા. ૨૮ – ૨૯ – ૩૦ મી એપ્રિલ – ૯૩ દરમ્યાન લગ્ન આયોજન હોય તો તેમાં થોડો ફેરફાર કરવા નમ્ર વિનંતી છે.

( પાછળ જુઓ )

સાથે સાથે આ કાર્યક્રમ અન્વયે અધિવેશન આયોજન સમિતિના સભ્યો આપના કુટુમ્બ, ગામ કે વિભાગીય સમાજની મૂલાકાતે આવે ત્યારે તેમને અધિવેશન અંગે જરૂરી આપના કુટુમ્બની માહિતી, પ્રચાર–પ્રસારના કાર્યો, જન સંખ્યા નોંધનાં ફોર્મ, રીતરીવાજ, ફેરફાર / સૂચન અંગેનાં ફોર્મ, તે અંગે જરૂરી સભા આયોજન સુવેનિયર માટે વિજ્ઞાપન તથા અધિવેશન અંગે થનાર ખર્ચને પહોંચી વળવા માટેના ફંડ કલેકશનમાં કાર્યકર ભાઈ–બહેનોને સહકાર આપવા નમ્ર વિનંતી છે.



અધિવેશનનો સૂચિત કાર્યક્રમ જાણ માટે રજુ કરેલ છે

### તા. ૨૮–૪–૯૩, બુધવાર વૈશાખ સુદ ૬

| | | |
|---|---|---|
| સવારે | ૮–૦૦ થી ૯–૦૦ | મહોત્સવ ઉદ્‌ઘાટન વિધિ અને શોભા યાત્રા |
| સવારે | ૯–૦૦ થી ૧૧–૦૦ | નખત્રાણા કન્યા છાત્રાલયનો ઉદ્દઘાટન સમારોહ તેમજ હોમ હવન તથા સંતોના આશિર્વચન |
| | ૧૧–૦૦ થી ૧–૦૦ | ભોજન – વિરામ |
| બપોરે | ૨–૦૦ થી ૬–૦૦ | યુવા પાંખની પરિષદ |
| સાંજે | ૬–૩૦ થી ૮–૦૦ | ભોજન વિરામ |
| રાત્રે | ૯–૦૦ થી ૧૧–૦૦ | સાંસ્કૃતિક કાર્યક્રમ / સંતોના પ્રવચન કાર્યકરો માટે વિષય વિચારણીય સભા |

### તા. ૨૯–૪–૯૩, ગુરૂવાર વૈશાખ સુદ ૭

| | | |
|---|---|---|
| સવારે | ૭–૩૦ થી ૮–૦૦ | સમૂહ પ્રાર્થના |
| | ૮–૦૦ થી ૧૧–૦૦ | મહિલા પાંખ પરિષદ |
| | ૧૧–૦૦ થી ૨–૦૦ | ભોજન – વિરામ |
| બપોરે | ૨–૦૦ થી ૨–૩૦ | પૂજય નારાણજી બાપાની પ્રતિમા અનાવરણ વિધિ |
| | ૨–૩૦ થી ૬–૦૦ | નખત્રાણા બોર્ડિંગના માજી વિદ્યાર્થીઓની પરિષદ |
| રાત્રે | ૯–૦૦ થી ૧૧–૦૦ | સાંસ્કૃતિક કાર્યક્રમ |

### ત.. 30–૪–૯૩, શુક્રવાર વૈશાખ સુદ ૮

| | | |
|---|---|---|
| સવારે | ૭–૩૦ થી ૮–૦૦ | સમૂહ પ્રાર્થના |
| | ૮–૦૦ થી ૧૧–૦૦ | સમાજનું ખૂલ્લું અધિવેશન (પ્રથમ–સત્ર) |
| | ૧૧–૦૦ થી ૨–૦૦ | ભોજન – વિરામ |
| બપોરે | ૨–૦૦ થી ૫–૩૦ | સમાજનું ખુલ્લું અધિવેશન (બીજું–સત્ર) |
| સાંજે | ૫–૩૦ થી ૭–૦૦ | પૂર્ણાહૂતિ – ભોજન – વિદાય |

સમાજના ચતુર્થ અધિવેશનને દરેક ક્ષેત્રે સફળ બનાવવા જરૂરી સહયોગ આપવા સમાજના સૌ ભાઇ–બહેનોને નમ્ર વિનંતી અને સહકારની અપેક્ષા સાથે....

નોંધ :— અધિવેશન અન્વયે સભ્યોના સૂચનો આવકાર્ય છે.

આપનો વિશ્વાસુ,

**પ્રેમજી પુંજાભાઈ પટેલ**

પ્રમુખ

**વતી અધિવેશન આયોજન સમિતિ**

પત્રવ્યવહાર : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા–કચ્છ.
પીન : 370615 ફોન STD 028352 — 2149

ઉમિયા પ્રિન્ટર્સ, લાલ ટેકરી, ભુજ. ☎ ૨૨૬૬૦

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# ચતુર્થ અધિવેશન આયોજન સમિતિ

STD 028352
☎ 2149

પાટીદાર વિદ્યાર્થી ભવન,
નખત્રાણા - કચ્છ.

પ્રતિ,
પ્રમુખ / મંત્રીશ્રી,
શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ / યુવક મંડળ

તા. /

______________________________

______________________________

માનનીયશ્રી,

સહર્ષ જણાવવાનું કે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું ખૂલ્લું અધિવેશન તા ૨૮, ૨૯ અને ૩૦મી એપ્રિલ ૯૩ દરમ્યાન યોજાશે જેનો ખ્યાલ આ સાથેના જાહેર નિવેદન પર થી આવશે જેમાં કાર્યક્રમની રૂપરેખા દર્શાવવામાં આવી છે.

સમગ્ર આયોજનનું માળખું વ્યવસ્થિત ગોઠવવા માટે મુખ્ય આયોજન સમિતિની રચના કરવામાં આવી છે, અને તેને વ્યાપક સ્વરૂપ આપવા માટે દરેક સમાજના સભ્યો, યુવક સંઘના સભ્યો, કારોબારી સભ્યો વગેરેની ખાસ સભા શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવન નખત્રાણા મધ્યે તા. ૧૪-૩-૯૩, રવિવારના સવારે ૧૦ કલાકે યોજવામાં આવશે, જેમાં કન્યા છાત્રાલય નખત્રાણાના ઉદ્દ્ઘાટન, અન્વયે હવનમાં બેસનાર દાતાશ્રીઓ, ઉદ્દ્ઘાટાશ્રી ચડાવાથી નક્કી કરવા તેમજ સમગ્ર આયોજનની જવાબદારી માટે વિવિધ સમિતિઓની રચના કરવામાં આવશે, આથી આપના ગામ / વિસ્તારમાં રહેતા સમાજના સભ્યોને ઉપરોકત હકીકતથી વાકેફ કરવા અને સભામાં ઉપસ્થિત રહે તે ખ્યાલ રાખવા નમ્ર વિનંતી છે.

વિશાળ આયોજનને પહોંચી વળવા માટે આર્થિક સદ્ધરતા ખૂબ જ જરૂરી હોતાં, અધિવેશન બાદ પ્રકાશિત થનાર સ્મરણિકામાં રૂા. ૧૦૦૦ અથવા તેથી વધુ આર્થિક યોગદાન આપનાર દાતાશ્રીની નામાવલી પણ પ્રગટ કરવામાં આવશે, જેથી આપના વિસ્તારમાંથી સરનામા સાથે દાતાઓ પાસેથી યથાશકિત યોગદાન નોંધી નાણા એકત્ર કરી નાણા સાથે યોગદાન આપનાર દાતાશ્રીનું પુરૂ નામ, અટક, ગામ, ફોન નં. તથા પુરૂ સરનામું નખત્રાણા કાર્યાલયે અવશ્ય મોકલી આપવા વિનંતી છે.

દર વર્ષની પ્રણાલિકા મુજબ સમાજના તેજસ્વી વિદ્યાર્થી ભાઇ-બહેનોને તથા વિશિષ્ટ સિદ્ધિ હાંસલ કરેલ ભાઈ-બહેનો નું પણ જાહેર સન્માન પ્રશસ્તી પત્રો આપીને કરવામાં આવશે. જો આપના વિસ્તારમાં ગ્રેજ્યુએટ કે તેથી વધુ અભ્યાસ કર્યો હોય તેવા તેજસ્વી વિદ્યાર્થી ભાઇ-બહેનોની નામાવલી સાથે છેલ્લી નવે. ૯૨ પછી ફાઈનલની પરીક્ષા પાસ કર્યાની માર્કશીટ મોકલી આપવી.

તેમજ આપના વિસ્તારની અગ્રણી મહિલાઓને સહયોગ આપી તેમની સભા બોલાવી જાગૃત મહિલા પ્રતિનિધિઓને પણ સભામાં ઉપસ્થિત રહેવાની વિનંતી કરવી.

ઉપરોકત બાબત અન્વયે યોજાનાર સભામાં દાતાશ્રીઓ, યુવક મંડળ તથા સમાજના અગ્રણીઓ વગેરેને ઉપસ્થિત રહેવા ભાવભર્યું નિમંત્રણ છે. તેમજ સામાજીક કાર્યોમાં રસ ધરાવનાર સમાજ / યુવક મંડળના સભ્યોની નામવલી પણ તાત્કાલિક મોકલી આપવાની નમ્ર વિનંતી છે.

આપના સહકારની અપેક્ષા સાથે.

**અબજીભાઇ વી. પટેલ**
મહામંત્રી
શ્રી અ ભા. ક. ક. પાટીદાર યુવક સંઘ

**વાલજીભાઈ નારાણ પટેલ**
મહામંત્રી
શ્રી અ. ભા. ક. ક. પાટીદાર સમાજ

॥ શ્રી ઉમિયાયે નમઃ ॥

☎ ૮૧૮

# ❋ શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ ❋

## પાટીદાર વિદ્યાર્થી છાત્રાલય, માંડવી – કચ્છ.

તા. ૬ - ૩ - ૯૩

મહાસયશ્રી,

સહર્ષ જણાવવાનું કે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, માંડવી હોસ્ટેલ નિર્માણ સમિતિની કારોબારી તથા હોસ્ટેલના દાતાઓ તેમજ ગામેગામના સમાજના આગેવાનો અને અગ્રિમ કાર્યકરોની એક મિટિંગ તા. ૩૦ માર્ચ ૧૯૯૩ મંગળવારના સવારના ૧૦ કલાકે નીચેના કામો માટે હોસ્ટેલ નિર્માણ સમિતિના પ્રમુખશ્રી લધાભાઈ વિશ્રામના પ્રમુખ પદે રાખેલ છે. તો તેમાં આપ તથા આપના ગામના સમાજના આગેવાનોને અચૂક હાજર રહેવા વિનંતી છે.

**એજન્ડા**

૧ ગઇ મિટિંગની મિનીટ્સનું વાંચન અને બહાલી

૨ હોસ્ટેલ બાંધકામ અંગે ચર્ચા વિચારણાં

૩ હોસ્ટેલના ફાળા અને વસૂલાત અંગે...

૪ હોસ્ટેલમાં સરસ્વતિ દેવીની પ્રતિમા મૂકવા અને તેના દાતાના નામકરણ અંગે ચર્ચા - વિચારણા અને જરૂર પડે નિર્ણય લેવા.

૫ હોસ્ટેલના નામકરણ વિધિના દાતા અંગે ચર્ચા વિચારણા કરવા અને જરૂર પડે નિર્ણયલેવા

૬ પ્રમુખ સ્થાનેથી રજુ થાય તે

લી.
આપનો ભવદીય,
ભવાનજી ભાણજી રામાણી
મંત્રી

**સ્થળ : શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ વાડી, માંડવી – કચ્છ.**

નોંધ :— બપોરના ભોજનની વ્યવસ્થા રાખેલ છે.

ઉમિયા પ્રિન્ટર્સ, લાલ ટેકરી ભુજ.

કચ્છમિત્ર



કડવા પાટીદાર સમાજના ખુલ્લા અધિવેશનમાં ઉપસ્થિત વિશાળ જનમેદની અને મંચ પર બિરાજમાન સમાજના હોદ્દેદારો (ડાબે ઉપર) : તસવીર : અનિલ સોની

# દૂરનાં ગામો સુધી નર્મદાનાં નીર પહોંચાડો

## અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર અધિવેશનનો રાજ્ય સરકારને અનુરોધ કરતો ઠરાવ

**(સી. કે. પટેલ દ્વારા)**

**નખત્રાણા, તા. ૧ :** એક રાજ્ય જેટલો મોટો વિસ્તાર ધરાવતા કચ્છ જિલ્લામાં સતત દુષ્કાળ અને ભૂગર્ભ જળની ઘટતી જતી સપાટીને કારણે દિનપ્રતિદિન નષ્ટપ્રાય થઇ રહેલ ખેતીના વ્યવસાયને લીધે આ સરહદી જિલ્લામાંથી થતી લોકોની હિજરત અટકાવવા અને સરહદી વિસ્તારની સલામતી અને આબાદી માટે નર્મદાનાં પાણી કચ્છના દૂરદૂરના વિસ્તારમાં જરૂર પડે લિફ્ટ કરીને પણ પહોંચાડવાની માંગણી કરતો ઠરાવ ગઇકાલે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ખુલ્લા અધિવેશનમાં પસાર કરવામાં આવ્યો હતો.

રાજ્ય સરકારને અનુરોધ કરતા આ ઠરાવમાં જણાવવામાં આવેલ છે કે ખેતી નષ્ટ થવાને કારણે કચ્છના ગામડાંઓ ભાંગતા જાય છે અને સરહદી વિસ્તારમાં પ્રજા ઠરી-ઠામ થઇને રહી ન શકે તેવી મુશ્કેલ પરિસ્થિતિનું નિર્માણ થઇ રહ્યું છે. કચ્છના પાટીદાર સમાજે રાત-દિવસ પરસેવો પાડીને અથાગ પુરૂષાર્થ દ્વારા કચ્છ જેવા સૂકા મુલકમાં પણ ખેતી ક્ષેત્રે સારાં પરિણામ લાવ્યાં છે પણ હવે પાણીના અભાવે ખેતી પર આધારિત આ ધરતીપુત્રોના અસ્તિત્વ પર જ કચ્છમાં ગંભીર ખતરો તોળાઇ રહ્યો હોવાની ચિંતા આ ઠરાવમાં વ્યકત કરવામાં આવી છે.

અખિલ ભારતીય અધિવેશનના ત્રીજા દિવસે ખુલ્લા સત્ર દરમ્યાન જ્ઞાતિના રીત-રિવાજોમાં સુધારા-વધારા

**સતત દુષ્કાળ-ભૂગર્ભ જળની ઘટતી સપાટીથી ધરતીપુત્રો ચિંતામાં છે : સતપંથ-સનાતન સમાજ વચ્ચેનું મનદુ:ખ દૂર થવાની આશા**

કરતા અન્ય ઠરાવોની સમાપ્તિ બાદ શ્રી શિવદાસ ગોવિંદ પટેલે આ ઠરાવ રજૂ કર્યો ત્યારે કચ્છમાં મુખ્યત્વે ખેતીનો વ્યવસાય કરતી સમાજની વિશાળ જનમેદનીએ તાળીઓના ગડગડાટથી આ ઠરાવને વધાવી લીધો હતો.

આ અધિવેશનમાં કચ્છીઓની વરસોની માંગણી અને લાગણી ધ્યાનમાં લઇને લાંબા સમયથી લટકતો ગાંધીધામ-ભુજ બ્રોડગેજ રેલવે લાઇનનો પ્રશ્ન વહેલી તકે ઉકેલવા કેન્દ્ર સરકારને અનુરોધ કરતો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

આ પ્રસંગે બોલતાં સમાજના પ્રમુખશ્રી પ્રેમજી પુંજા પટેલે સમાજના ૮૦ ટકા લોકો જ્ઞાતિના રીત રિવાજો પાળતા હોવાનું જણાવી સમાજમાં એકવાક્યતા જળવાય અને સંપ તેમજ સંગઠનથી સમાજને પ્રગતિના શિખરે લઇ જવા જ્ઞાતિજનોને અનુરોધ કર્યો હતો. સતપંથ અને સનાતન સમાજ વચ્ચે જે ઝગડાઓ કે મનદુ:ખ છે તે સમજાણથી દૂર થઇ જશે તેવો વિશ્વાસ તેમણે વ્યકત કર્યો હતો.

નખત્રાણાના વિભાગીય પોલીસ અધિકારી શ્રી ડી. જે. પટેલે સાસરીયામાં દુ:ખી પરિણીત મહિલાઓને જાકારો આપવાને બદલે તેમની સમસ્યા અંગે પિયરમાં શાંતિથી નોંધ લેવામાં આવે તો આત્મહત્યાના ઘણા બધા કિસ્સાઓ નિવારી શકાય તેવો વિશ્વાસ વ્યકત કર્યો હતો.

દેવજી વાલજી પટેલ (કલકત્તા)એ પરદેશમાં રહેતા પાટીદાર ભાઇઓને સ્વરક્ષા માટે સાવધ રહેવા અને સંગઠન જાળવી રાખવા હાકલ કરી હતી. કચ્છી લેવા પટેલ સમાજના પ્રમુખ શ્રી વી. કે. પટેલે યુવકોમાં દૂષણોને નાથવા માટે રમતગમતની પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવા પર ભાર મૂકયો હતો.

ખુલ્લા અધિવેશનમાં પસાર કરવામાં આવેલ એક મહત્વના જ્ઞાતિ ઠરાવમાં સામાજીક તેમજ ધાર્મિક પ્રસંગોએ કોર્ટનો આશરો લેવાને બદલે તેનો નિકાલ સામાજીક ધોરણે કરવા ઠરાવવામાં આવ્યું હતું. સમૂહ લગ્નમાં ભાગ લેનારે કોઇપણ સંજોગોમાં સત્કાર સમારંભ નહીં યોજવા પણ ઠરાવવામાં આવ્યું હતું.

શ્રી ખીમજી નાગજી પટેલે તેમના સ્વાગત પ્રવચનમાં શ્રી ઓધવરામ મહારાજને યાદ કરી તેમનું સ્વપ્ન સાકાર થઇ રહ્યાનું જણાવ્યું હતું. સર્વશ્રી નાનજી મેગજી (અમદાવાદ), એલ. વી. પટેલ (મુંબઇ), પ્રો. રતિલાલ પટેલ (તલોદ), વાલજીભાઇ પટેલ (જોરાવરનગર), ખીમજી લખમશી (કલકત્તા), અબજીભાઇ પટેલ (ભુજ), ગંગારામ પટેલ (દિલ્હી), વગેરેએ પણ પ્રાસંગિક પ્રવચનો કર્યા હતા.

આ ખુલ્લા સત્રમાં દરેક ઠરાવનું વાંચન કરવામાં આવ્યું હતું અને તેને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા. નાયબ સચિવ શ્રી સામજીભાઇ પટેલ, ડો. વી. એચ. પટેલ, મનજી વાલજી પટેલ, લાલજીભાઇ પટેલ (પુના) સહિત ભારતભરની સમાજોના હોદ્દેદારો અને સભ્યોએ આ અધિવેશનની કાર્યવાહીમાં ભાગ લીધો હતો. કાર્યક્રમનું સમગ્ર સંચાલન મહામંત્રી શ્રી વાલજીભાઇ પટેલે કર્યું હતું, જ્યારે આભારવિધિ ઇશ્વરભાઇ પટેલે કરી હતી.

## ચીમનભાઇ આજે ચિત્રોડ આવે છે :

## ભુજ સિટી પોલીસ

# અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

C/o પાટીદાર વિદ્યાર્થી ભવન ☎ 2149

નખત્રાણા-કચ્છ. ૩૭૦૬૧૫

તા ...............

## અસાધારણ સામાન્ય સભા સરકયુલર

માનનીય સભ્યશ્રી,

સહર્ષ જણાવવાનું કે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની કારોબારી તથા પેટા સમિતિઓની માંડવી ખાતે તા. ૧-૧-૯૨ના રોજ મળેલ સભામાં સર્વાનુમતે નકકી કર્યા મુજબ નીચે દર્શાવેલ એજન્ડાની કાર્યવાહી તથા તે અંગે જરૂરી ચર્ચા કરવાની હોતા અસાધારણ સામાન્ય સભા બોલાવવાનું નકકી કરવામાં આવેલ છે જેમાં આપની હાજરી ખુબજ જરૂરી હોતાં આપ દર્શાવેલ સ્થળે અને સમયે અચુક ઉપસ્થિત રહેશો.

જો આપ રૂબરૂ ઉપસ્થિત ન રહી સકો તો આપનું સુચન/મંતવ્ય લેખીતમાં ઉપરોકત સરનામે આજેજ પોસ્ટ કરવા વિનંતી.

### —: એજન્ડા :—

(૧) નખત્રાણા ખાતે નવી બંધાયેલ છાત્રાલયના ભવ્ય ઉદ્દઘાટનના સમય ગાળા દરમ્યાન સમાજનું મુકત અધિવેશન બોલાવવા અંગે જેમા સમાજના બંધારણ તેમજ રીતરીવાજમાં સમયાનુકુળ ફેરફાર કરવા તથા સમગ્ર ભારતની સમાજને પુરતું પ્રતિનિધિત્વ મળી રહે તેવું આયોજન નકકી કરવા અંગે મુકત ચર્ચા તેમજ અધિવેશન બોલાવવું કે નહી? તેનો ફાઇનલ નિર્ણય લેવા બાબત.

(૨) સભ્યશ્રીઓના આવેલ સુચનાઓનુ વાંચન અને તે અંગે મુકત ચર્ચા

(૩) પાટીદાર કન્યા છાત્રાલય નખત્રાણાનું શુભ ઉદ્દઘાટન તા. ૨૮/૪/૯૨ના રોજ નકકી થયેલ છે તેની બહાલી અને આયોજન અંગે જરૂરી ચર્ચા વિચારણા.

(૪) પ્રમુખ સ્થાનેથી જે રજુ થાય તે...

### —: સમય :—

તા. ૨૦-૧૨-૯૨ને રવિવારના સવારે ૧૦-૦૦ કલાકે.

### —: સ્થળ :—

પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા કચ્છ.

ખાસ નોંધ :-

[૧] કોરમના અભાવે મુલત્વી રહેલ સભા એજ સ્થળે ૩૦ મીનીટ બાદ મળશે જેમા કોરમનો બાધ રહેશે નહિ.

[૨] દરેક ગામોમાંથી પાટીદાર સમાજ વતીથી ઓછામાં ઓછા બે જણ જવાબદાર પ્રતિનિધીએ હાજરી આપવાની રહેશે.

[૩] બપોરના ભોજનની વ્યવસ્થા રાખવામાં આવેલ છે

આપનો સહૃદયી સાથ સહકાર તેમજ હાજરીની અપેક્ષા સાથે

આભાર

પ્રેમજી પુંજાભાઇ પટેલ
પ્રમુખ

વાલજી નારાયણ ભગત
માનદ મંત્રી

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

अन्तर्देशीय पत्र कार्ड
INLAND LETTER CARD

भारत 75 INDIA 75

३८५ **Khimji Lakhamshi patel**
**c/o. K. D. Patel & Co.**
**87, Daimond Harbour Road,**
**Shahapur - Calcutta-38**

पिन PIN

तीसरा मोड़ THIRD FOLD

इस पत्र के भीतर कुछ न रखिए NO ENCLOSURES ALLOWED
पते में पिन कोड लिखें WRITE PIN CODE IN ADDRESS
प्रेषक का नाम और पता :— SENDER'S NAME AND ADDRESS :—

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત
પાટીદાર વિદ્યાર્થી ભવન,
નખત્રાણા - કચ્છ.

पहला मोड़ FIRST FOLD

दूसरा मोड़ SECOND FOLD

નિયાયો - સાપ્તાહિક - ૨૨-૪-૯૩.



નખત્રાણા મુકામે

# અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મળતું ચતુર્થ અધિવેશન

નખત્રાણા : અ. ભા. ક. ક. પાટીદાર સમાજે ઉતરોતર પ્રગતિ સાધીને સામાજીક, શૈક્ષણિક આર્થિક ક્ષેત્રે અન્ય સમાજોની હરોળમાં ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કર્યું છે સમાજની ચાર દાયકાની યશસ્વી વિકાસ યાત્રાનો ચિતાર સમાજના બહોળા જન સમુદાય સમક્ષ મુકવાના આશયથી તેમજ સમાજને સ્પર્શતા વિવિધ વીષયો અને પ્રશ્નોની ખૂલ્લી અને વિસ્તૃત ચર્ચા વિચારણા તેમજ પ્રેમ-સંપ સંગઠન અને સેવાની ભાવનાથી નજીક લાવવાના હેતુથી અહિંના વિદ્યાર્થી ભવનમાં તા. ૨૮થી૩૦ એપ્રીલ સુધી અધિવેશનનું આયોજન કરવામાં આવ્યું છે.

(પાનું ૪)

## ચતુર્થ અધિવેશન

પાના૧થી

આ ચતુર્થ સંમેલન કેટલાક મુદ્દાઓની ચર્ચા વિચારણા કરાશે જેમાં **યુવા પરિષદ** સમાજની યુવા શક્તિને વિવિધ વિકાસ કાર્યમાં વધુ યોગદાન માટે વિસ્તૃત ચર્ચા અને સમાજના તેજસ્વી સ્નાતક ભાઈ-બહેનોનું સન્માન

**મહિલા પરિષદ** મહિલા પાંખ સક્રીય બનાવવા સંગઠન અને હોદ્દેદારોની રચના તેમજ સમાજોપયોગી વિચારોની આપ-લે તથા વધુ મહિલાઓ જાગૃત પણે આગળ આવે

**સંસ્થાના માજી વિદ્યાર્થીઓનું સ્નેહ મિલન** સમાજે જેમના શિક્ષણ અને ઘડતર માટે પ્રદાન કર્યું છે તેવા ભુ.વિ. આજે સમાજમા કેટલા ઉપયોગી થયા તે અંગે એક સ્નેહમિલન તદઉપરાંત જ્ઞાતિના રીતરીવાજોમાં ફેરફાર અંગે ચર્ચા પ્રતિનિધિત્વ માટે બંધારણમાં ફેરફાર, ચારેય અધિવેશનના અહેવાલ સાથે સમાજ ઉપયોગી લેખો સાથે એક સ્મરણીકાનું પ્રકાશન પણ કરારો.

**કન્યા છાત્રાલયનુ ઉદઘાટન** નખત્રાણા મધ્યે નિર્માણ થયેલ આધુનિક કન્યા છાત્રાલયનો ઉદઘાટન સમારંભ યોજાયો છે વાસ્તુ, પુજન, હવન, મુખ્ય યજમાનશ્રી મણીલાલ પુંજા રામાણી રહેશે આ કન્યા છાત્રાલયના ૮૧રૂમો સાથે ૨૪૩ બેચની વ્યવસ્થા કરાઈ છે.

**માંડવી વિદ્યાર્થી છાત્રાલય** માંડવી ખાતે સમાજના નેતૃત્વ હેઠળ અદ્યતન વિદ્યાર્થી છાત્રાલયનું કામ યુદ્ધનાં ધોરણે ચાલુ છે તેની આખરી ઓપ આપવા અંગે તેમજ તેના પ્રવેશ દ્વાર પાસે પાા ફુટ ઉંચી સરસ્વતીજીની આરસ પ્રતિમા અંગે વિચારણા કરાશે.

**પ્રતિમા અંગે** સમાજમાં ચેતનાની જયોતિ પ્રગટાવનાર શ્રી નારાણજી બાપાનિ કાયમી સ્મૃતિ રાખવા શ્રી મોટી વિરાણી પાટીદાર સમાજના ખર્ચે તૈયાર થયેલી પ્રતિમાની અનાવરણ વિધિ ૩૦-૪ સવારે ૭-૩૦ વાગ્યે કરાશે

આમ એપ્રીલની તા. ૨૭, ૨૮,૨૯,૩૦ એમ વિવિધ કાર્યક્રમો યોજાશે તેમાં સમાજનાં તમામ ભાઈ-બહેનોને હાજર રહી સંમેલનમાં ભાગ લેવા યુવક સંઘના મંત્રીશ્રી દેવશંકરભાઇ પટેલે અનુરોધ કર્યો છે.

કચ્છમિત્ર- ૨૫/૪/૯૩

# નખત્રાણા પાટીદાર અધિવેશનને આખરી ઓપ અપાઇ રહ્યો છે

નખત્રાણા તા. ૨૪ : નખત્રાણા ખાતે આગામી બુધવારથી શરૂ થઇ રહેલા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના મહા અધિવેશન અંગેની તૈયારીઓને આખરી ઓપ અપાઇ રહ્યો છે અને અધિવેશનમાં ભાગ લેવા માટે ભારતભરમાંથી સમાજના પ્રતિનિધિઓનો પ્રવાહ આવવાનો શરૂ થઇ ચૂક્યો છે.

૨૮ થી ૩૦ એપ્રિલ સુધી યોજાનારા પાટીદાર સમાજના આ ચતુર્થ અધિવેશનને સફળ બનાવવા માટે મુંબઇ, કલકત્તા, દિલ્હી, નાગપુર જેવા મથકોએથી કાર્યકર્તાઓની ટીમો નખત્રાણા આવી પહોંચી છે અને અધિવેશન અંગેની તૈયારીઓથી પાટીદાર વિદ્યાર્થી ભવનનું સંકુલ ધમધમી રહ્યું છે.

અગાઉ ૧૯૬૦, ૧૯૭૭ અને છેલ્લે ૧૯૮૫માં સમાજના અધિવેશન મળ્યા બાદ અખિલ ભારતીય કક્ષાનું આ ચોથું અધિવેશન કડવા પાટીદારોના હૃદયસમા નખત્રાણામાં મળી રહ્યું છે. અધિવેશનના પ્રથમ દિવસે નખત્રાણામાં બનાવવામાં આવેલ અદ્યતન કન્યા છાત્રાલયના સંકુલને પણ ખુલ્લું મૂકવામાં આવનાર છે.

જ્ઞાતિના રીત-રિવાજોમાં સુધારા વધારા કરવા માટે ગામે ગામની સમાજોમાંથી સૂચનો માંગવામાં આવેલ છે તેના પર આ અધિવેશનમાં મુક્ત ચર્ચા કરવામાં આવશે. મહિલાઓ, યુવકો અને સંસ્થાના માજી વિદ્યાર્થીઓ માટે અધિવેશનમાં ખાસ સમય ફાળવવામાં આવ્યો હોવાનું આયોજકોએ જણાવ્યું હતું.

દરમ્યાન પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં પાટીદાર જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાણ રામજી લીંબાણીની પ્રતિમા મૂકવાના પ્રશ્ને સતપંથ સમાજના કેટલાક લોકોએ વિરોધ દર્શાવી આ અધિવેશનથી દૂર રહેવા સતપંથ સમાજને કરેલ હાકલના સમગ્ર પાટીદાર સમાજમાં ઘેરા પ્રત્યાઘાત પડયા હોવાનું જાણવા મળે છે.

પાટીદાર સમાજના પ્રમુખ શ્રી પ્રેમજી પુંજા પટેલ અને અધિવેશન આયોજન સમિતિનાં ૨૦ સભ્યોએ ગઇકાલે બહાર પાડેલા એક નિવેદનમાં 'કચ્છ કડવા પાટીદાર સતપંથ સેવા સમિતિના નામે શ્રી અરજણ સામજી પટેલે બહાર પાડેલા આદેશને વખોડી કાઢયો છે અને અધિવેશન અંગેના કોઇપણ અપપ્રચારથી ગેરમાર્ગે દોરવાઇ ન જવા જ્ઞાતિજનોને અપીલ કરી છે.

# સતપંથ સમાજના આગેવાનો.



તા. ૧૪.૨.૯૩ ના કચ્છમિત્ર માં આપેલ વિગતે નામો.

૧. અરજણ ધનજીભાઈ પટેલ — આણંદસર (કચ્છ)
૨. પચાણભાઈ કેશવ પટેલ — મમાયમોરા
૩. લક્ષ્મણભાઈ મેઘજી પટેલ — રાયણ મોટી
૪. કેશવ ભાઈ રાજા પટેલ — ભુજ
૫. આણંદ ભાઈ ડાહ્યાભાઈ મુખી — માનકુવા
૬. નરસિંહ ભાઈ લાલજી પટેલ — કાદીયામોટા
૭ મુળજીભાઈ દેવજીભાઈ પટેલ — દેશલપર
૮ (જીવરાજ) હરીભાઈ પટેલ — મોડાસાકંપા. (સા.કાં.)
૯ ધનજી કાનજી પટેલ — વડાગામ ,,
૧૦ દાનાભાઈ લાલજી પટેલ — શિવપુરકંપા ,,
૧૧ રતિભાઈ કે. પટેલ — ખેડબ્રહ્મા ,,
૧૨ જેઠાભાઈ નાનજીભાઈ પટેલ — ઉપલેટા (સૌરાષ્ટ્ર)
૧૩. લક્ષ્મણભાઈ કે. પટેલ — ધનસુરા (સાં.કાં.)
૧૪. મણીભાઈ વાલજી પટેલ — રામપુરાકંપા ,,
૧૫. ઇશ્વરભાઈ ગોવિંદભાઈ પટેલ — [illegible] રાજસ્થાન
૧૬ કાનજી લાધા રવજીભાઈ પટેલ — મુંબઈ (મહારાષ્ટ્ર)

[illegible] રામજીએ આપેલ નામો

૧. રતનશી ભાણજી — ડુંગરપુર
૨. દેવજી રામજી — ,,
૩. જેઠાલાલ કાનજી — મેરાઉ
૪. ભગવાન રામજી — ઉગેડી નાના
૫. વિશ્રામ રતના — [illegible]
૬. રામજી કાનજી ગોગારી — રોહીયા
૭. કાનજી કરમશી ભાવાણી — દેશલપર
૮ જયંતિલાલ નાનજી ,, — ,,
૯ ગોવિંદ કેશવ — ડુંગરપુર
૧૦ રામજી [illegible] — [illegible]
૧૧. ભાણજી નાનજી ધીરજ રંગોલીયા — [illegible]
૧૨. કાનજી દેવજી વાસાણી — વિરાણી (મોટી)
૧૩. પેથા અરજણ કાનજી જાદવાણી — મમાઈમોરા.

કચ્છમિત્ર તા. ૨૮/૪/૯૩.





નખત્રાણામાં ૫૫ લાખના ખર્ચે બનાવાયેલા પાટીદાર કન્યા છાત્રાલયનું અદ્યતન સંકુલ.

# આજથી નખત્રાણામાં અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર અધિવેશનનો પ્રારંભ

નખત્રાણા, તા. ૨૭ : શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા રૂ. ૫૫ લાખના ખર્ચે બનાવવામાં આવેલ અદ્યતન કન્યા છાત્રાલયના ઉદ્ઘાટન સાથે જ કડવા પાટીદાર સમાજના ત્રણ દિવસના અધિવેશનનો પ્રારંભ પણ આવતીકાલથી પાટીદારોના પાટનગર નખત્રાણા ખાતે થઇ રહ્યો છે.

૩૫-૪૦ વર્ષ પહેલાંનો સમય એવો હતો કે, કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં શિક્ષણનો પ્રસાર બિલકુલ નહિંવત હતો. મુખ્યત્વે ખેતીના વ્યવસાય સાથે સંકળાયેલા આ મહેનતુ કિસાન કોમમાં ગણ્યા- ગાંઠયા લોકો જ માધ્યમિક કક્ષાનું શિક્ષણ મેળવી શકતા હતા.

પરંતુ કેળવણીનું મહત્ત્વ સમજતા સમાજના કેટલાક અગ્રણીઓની જહેમતથી નખત્રાણામાં સૌ પ્રથમ ૧૯૬૦માં પાટીદાર વિદ્યાર્થી ભવનના વિશાળ સંકુલનું નિર્માણ થયું અને તે પછી આ સમાજે શિક્ષણ ક્ષેત્રે કયારેય પાછું વળીને જોયું નથી. નખત્રાણા પછી ભુજ અને માંડવીમાં પણ અદ્યતન છાત્રાલયોનાં ઝડપથી નિર્માણ કરી શકાયાં છે તે જ દર્શાવે છે કે જ્ઞાતિના દાતાઓએ. આ તમામ બાંધકામો માટે ઉદાર હાથે ફાળો આપી સમાજના પ્રયાસોને વેગ આપ્યો છે.

સમાજમાં કેળવણીના ફેલાવા સાથે વિકાસ સાધવામાં મહિલાઓ પાછળ રહી ન જાય તે માટે કન્યા કેળવણીને પ્રોત્સાહન આપવામાં આ સમાજ પહેલેથી જ પ્રયત્નશીલ રહ્યો છે. જેના પરિણામે ભુજની સમાજવાડીમાં કન્યા છાત્રાલયનું સંચાલન થઇ રહ્યું છે અને ગ્રામ્ય વિસ્તારોની કન્યાઓની સુવિધા માટે નખત્રાણામાં ભવ્ય છાત્રાલયનું નિર્માણ કરવામાં આવ્યું છે.

નખત્રાણાના હાર્દસમા વિસ્તારમાં કન્યા હાઇસ્કૂલના પાછળના ભાગમાં રૂ. ૫૫ લાખના ખર્ચે ૪૦ હજાર ચો. ફૂટના વિશાળ બાંધકામ હેઠળ આવરી

**૫૫ લાખના ખર્ચે બંધાયેલા કન્યા છાત્રાલયના મકાનનું પણ આજે ઉદ્ઘાટન**

લેવાયેલ બે માળનું છાત્રાલયનું આ બિલ્ડીંગ નખત્રાણા બસ સ્ટેશન વિસ્તારમાંથી પણ દરેકનું ધ્યાન ખેંચે તેટલું મોટું અને વિશાળ છે.

અત્યાધુનિક સુવિધા ધરાવતા આ છાત્રાલયમાં લેટ્રીન- બાથરૂમ એટેચ્ડ સુવિધાવાળા ૮૧ રૂમ છે. દરેક રૂમમાં ત્રણ- ત્રણ વિદ્યાર્થીનીઓ રહી શકે તેવી વ્યવસ્થા હોઇ કુલ ૨૪૩ કન્યાને સમાવેશ આ છાત્રાલયમાં કરી શકાશે. અંગ્રેજી 'યુ' આકારમાં બનાવવામાં આવેલા આ છાત્રરૂમોની સામેલના સંકુલમાં ગ્રાઉન્ડ ફલોરમાં ભોજનાલય અને ઉપર પ્રાર્થના હોલ, લાયબ્રેરી વગેરેની સુવિધા છે.

કડવા પાટીદાર સમાજ સંચાલિત વિવિધ છાત્રાલયમાં રહી અભ્યાસ કરતા છાત્રોની સંખ્યા તરફ એક દ્રષ્ટિ દોડાવીએ તો ભુજ કુમાર છાત્રાલયમાં ૧૫૫, કન્યા છાત્રાલયમાં ૧૬૭, માંડવી છાત્રાલયમાં ૭૦ અને નખત્રાણા વિદ્યાર્થી ભવનમાં ૯૫ છાત્રો હાલમાં અભ્યાસ કરી રહ્યા છે. માંડવીમાં પણ જે વધુ છાત્રાલય ઊભું થઇ રહ્યું છે તે પૂર્ણતાને આરે છે.

ઉચ્ચ શિક્ષણ ક્ષેત્રે છેલ્લા થોડા વરસો દરમ્યાન આ સમાજે હરણફાળ ભરી છે. ડોકટર, ઇજનેર બનતા યુવાનોની યાદી હવે બહુ લાંબી થતી જાય છે. પાટીદાર કન્યાઓ પણ આ ક્ષેત્રે હવે નામના કાઢતી જાય છે.

કન્યા છાત્રાલયના ઉદ્ઘાટન સાથે જ સમાજનું અખિલ ભારતીય કક્ષાનું ત્રણ દિવસનું અધિવેશન પણ કાલથી શરૂ થઇ રહ્યું છે. ૧૯૬૦માં સમાજનો વિધિવત ઉદય થયા બાદ છેલ્લા ચાર દાયકાની સમાજની યશસ્વી વિકાસ યાત્રાનો ચિતાર સમાજના બહોળા જન સમુદાય સમક્ષ મૂકવાના શુભ આશયથી આ અધિવેશનનું આયોજન થઇ રહ્યું છે.

આ અધિવેશન દરમ્યાન સમાજને સ્પર્શતા વિવિધ વિષયો અને પ્રશ્નોની ખુલ્લી અને વિસ્તૃત ચર્ચા- વિચારણા કરવામાં આવશે જેમાં દિલ્હીથી કન્યાકુમારી અને કચ્છથી કલકત્તા સુધીના પાટીદારો ભાગ લેવા નખત્રાણાને આંગણે ઉમટી પડયા છે. જે સમાજના લોકોની જાગૃતિ અને ઉત્સાહ દર્શાવે છે. ૧૯૬૦, ૧૯૭૭ અને ૧૯૮૫ પછી આ વખતે યોજાઇ રહેલું • સમાજનું આ ચોથું અધિવેશન છે.

* કચ્છ મિત્ર | તા:- ૨૭/૪

પધારો નખત્રાણા                                                  શ્રી ઉમિયાએ

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# પાટીદાર કન્યા છાત્રાલય ઉ

————: તા. ૨૮/૪/૯૩ન



સવારે :- ૭-૩૦ થી ૮-૦૦ : મહોત્સવનો પ્રારંભ. પ. પૂ. સંતશ્રી વાલદ
આદ્ય સુધારક પૂ. નારાયણજી રામજી લીંબાણીની પ્રતિમા અનાવરણવિધિ.
સવારે :- ૮-૦૦ થી ૯-૦૦ : શોભાયાત્રા, પાટીદાર વિદ્યાર્થી ભવનથી ક
સવારે :- ૯-૦૦ થી ૧૧-૦૦: અદ્યતન પાટીદાર કન્યા છાત્રાલય ઉદ્
વાલદાસજી મહારાજના આશીર્વચન.
બપોરે :- ૨-૩૦ થી ૬-૦૦ : સરસ્વતી સન્માન, ભૂતપૂર્વ વિદ્યાર્થી મિલન
રાત્રે :- ૮-૦૦ થી ૯-૩૦ : કચ્છ બહારથી પધારેલ આગેવાનોની સભા. ર

**કન્યા છાત્રાલય ઉદ્‌ઘાટન સમારોહ**
મંગે સ્ટેશન પાસે, નખત્રાણા.

આ મહોત્સવમાં ઉપસ્થિત રહેવા સૌ જ્ઞાતિ
દિવસ દરમ્યાન કચ્છ જિલ્લાના તમામ પાટીદા

લિ. અધિવે
શ્રી અખિ

કચ્છમિત્ર - ૨/૫/૯૩.



નખત્રાણામાં યોજાઈ રહેલ કડવા પાટીદાર અધિવેશનમાં ભરાયેલ મહિલા પરિષદ અને યુવક પરિષદની તસવીર. (તસવીર : અનીલ સોની).

# ઘૂંઘટ પ્રથાને સંપૂર્ણ તિલાંજલી જરૂરી

## નખત્રાણા કડવા પાટીદાર અધિવેશનમાં મહિલા પાંખ દ્વારા ઠરાવ

નખત્રાણા તા. ૩૦ : અહીં પાટીદાર વિદ્યાર્થી ભવન ખાતે યોજાઈ રહેલા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના અધિવેશનના બીજા દિવસે જ્ઞાતિની મહિલા તેમજ યુવક સંઘની પરિષદો યોજાઈ હતી જેમાં અનેક ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

મહિલા પાંખના પ્રમુખ અને જાણીતા મહિલા અગ્રણી શ્રીમતી ભાનુબેન પટેલના પ્રમુખસ્થાને યોજાયેલા આ ત્રીજી મહિલા પરિષદમાં દરેક દીકરીને ઓછામાં ઓછું એસ. એસ. સી. સુધીનું શિક્ષણ આપવા તેમજ ઘૂંઘટ પ્રથાને સંપૂર્ણ તિલાંજલી આપવાના ઠરાવો બહેનોની વિશાળ હાજરી અને તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર કરવામાં આવ્યા હતા.

વર્તમાન સમયમાં સમાજમાં બહેનો પર વધતા જતા અત્યાચારના કિસ્સાઓમાં જવાબદારો વિરુદ્ધ શિક્ષાત્મક પગલાં લેવા પણ આ પરિષદ દ્વારા સમાજને અનુરોધ કરવામાં આવ્યો હતો. આજની સભામાં બહેનોની વિશાળ હાજરીથી સભા મંડપ હકડેઠઠ ભરાઈ ગયો હતો.

પ્રમુખસ્થાનેથી બોલતાં શ્રીમતી ભાનુબેને સમયને અનુરૂપ જ્ઞાતિના રીત રિવાજમાં વાજબ સુધારા કરવા પર ભાર મૂક્યો હતો. લીલાબેન પટેલ, જવેરબેન (દિલ્હી), જીજ્ઞાસા પટેલ (ભુજ), રેખાબેન પટેલ (અમદાવાદ) સહિત અનેક મહિલાઓએ નારી જાગૃતિ, અંધશ્રદ્ધા, સામાજિક કુરિવાજો અને કન્યા કેળવણી અંગેના તેમના વિચારો રજૂ કર્યા હતા. શ્રીમતી મંજુલાબેન ઉકાણીએ કાર્યક્રમનું સંચાલન અને સ્વાગત પ્રવચન કર્યું હતું.

તે આગાઉના સાંજના સત્રમાં યુવક સંઘ દ્વારા આયોજીત સરસ્વતી સન્માન સમારંભમાં ઉચ્ચ શિક્ષણ ક્ષેત્રે ફરજ બજાવતા [illegible] જ્ઞાતિના તેજસ્વી વિદ્યાર્થીઓનું સન્માન કરવામાં આવ્યું હતું. આ કાર્યક્રમનું સંચાલન યુવક સંઘના મહામંત્રી અરજણભાઈ પટેલ અને દેવશંકર રામજી ધનાણીએ કર્યું હતું. તેજસ્વી વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવા સમાજને અનુરોધ કરવામાં આવ્યો હતો.

અધિવેશન પ્રસંગે સમાજની વિવિધ શૈક્ષણિક સંસ્થાઓમાં રહી અભ્યાસ કરી ગયેલા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓના મિલનનો કાર્યક્રમ મેગજી પ્રેમજી દિવાણીના પ્રમુખસ્થાને યોજાયો હતો. જેમાં ભૂતપૂર્વ વિદ્યાર્થીઓને સંસ્થાનું ઋણ અદા કરવા અપીલ કરવામાં આવી હતી. આ સભાનું સંચાલન માવજીભાઈ પટેલ, જ્યારે સ્વાગત પ્રવચન હરીશ નાકરાણીએ કર્યું હતું.

પાટીદાર યુવા ક્રાંતિદળના મિલન કાર્યક્રમમાં અતિથિવિશેષપદેથી બોલતાં નખત્રાણાના નાયબ કલેક્ટર શ્રી આઈ. કે. પટેલે અસમાજિક તત્વો સામે લડત ચલાવવાની સાથે સમાજમાં સેવાકીય પ્રવૃત્તિઓ શરૂ કરવા યુવાનોને અનુરોધ કર્યો હતો. ડૉ. શાંતિલાલ સેંઘાણી, ઈશ્વરભાઈ પટેલ, વસંત કાનજીભાઈ, દેવજી માવજી પટેલ વગેરેએ સંસ્થાની પ્રવૃત્તિઓ અને તેના અમલમાં આડે આવતી મુશ્કેલીઓ અંગે સચોટ ઉદાહરણ દ્વારા વિસ્તૃત છણાવટ કરી શ્રોતાઓને જકડી રાખ્યા હતા.

યુવક સંઘના માજી પ્રમુખ ખીમજી લખમશી પટેલ, ગંગારામ પટેલ (દિલ્હી), નારાણભાઈ પટેલ (કપડવંજ) વગેરેએ ક્રાંતિદળની પ્રવૃત્તિઓને બિરદાવી યુવકોને અભિનંદન આપ્યા હતા.

આજે બપોર પછીના સત્રમાં યુવક સંઘનું અધિવેશન યોજાયું હતું. જેમાં શરૂઆતમાં સમાજના કેટલાક વિશિષ્ટ પ્રતિભા ધરાવતા લોકોનું સન્માન કરવામાં આવ્યું હતું. જ્ઞાતિને અંધશ્રદ્ધા અને વહેમમાંથી દૂર રહેવા અને કાળજીથી સમાજના નીતિ નિયમો પાળવા અને યુવક મંડળોના સંગઠન બાબત આ સભામાં ચર્ચા કરવામાં આવી હતી.

સંઘના ઉપપ્રમુખ શ્રી નારાણભાઈ, ડૉ. પ્રેમજી રામજી પટેલ, ગંગારામભાઈ પટેલ સહિત અન્ય હોદ્દેદારો અને બહારથી પધારેલા યુવક મંડળોના પ્રમુખોએ પણ પ્રાસંગિક પ્રવચન કર્યા હતા. દામજીભાઈ માકાણીએ વિવિધ પરિવાર મિલનોથી સમાજના સંગઠનને આંચ ન આવે તે જોવા અપીલ કરી હતી.

દેવશંકર ધનાણીએ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ અને ઉચ્ચ અભ્યાસ માટે તેમને દત્તક લેવા યુવક સંઘ બાંહેધરી લેશે તેવી ખાતરી આપી હતી. ડૉ. વી. એચ. પટેલ, કરસનભાઈ એન. પટેલ વગેરે આ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા.

આવતીકાલે છેલ્લા દિવસે સમાજનું ખુલ્લું અધિવેશન યોજાનાર છે ત્યારે છેલ્લા બે દિવસથી વિષય વિચારણી સમિતિની બેઠકો વિવિધ ઠરાવો પર ચર્ચા વિચારણા કરી તેને અંતિમ રૂપ આપવાની કાર્યવાહીમાં કાર્યરત છે.

* શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા નવનિર્મીત *

# નખત્રાણા કન્યા છાત્રાલયનો ઉદ્‌ઘાટન સમારોહ

## ...નિમંત્રણ...

મહાશયશ્રી,

સહર્ષ જણાવવાનું કે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા જ્ઞાતિમાં કન્યા કેળવણીને વેગ આપવા માટે નખત્રાણામાં બનાવવામાં આવેલ અદ્યતન કન્યા છાત્રાલયનું ઉદ્‌ઘાટન તા. ૨૮-૪-૯૩ને બુધવારના સવારના ૯-૦૦ કલાકે રાખવામાં આવેલ છે.

આ પ્રસંગે **પ. પૂ. સંતશ્રી વાલદાસજી મહારાજ** ઉપસ્થિત રહી આશિર્વચન આપશે.

કન્યા કેળવણી ક્ષેત્રે પાટીદાર સમાજ આ છાત્રાલયના નિર્માણ દ્વારા નવાં સોપાનો સર કરી રહ્યો છે, ત્યારે કચ્છના પાટીદાર સમાજના ઇતિહાસમાં સીમા ચિહ્ન રૂપ બની રહેનારા આ ભવ્ય શુભ અવસરે ઉપસ્થિત રહી પાટીદાર સમાજના આનંદમાં સહભાગી થવા આપને ભાવભીનું નિમંત્રણ પાઠવીએ છીએ......

**સ્થળ :**
પાટીદાર કન્યા છાત્રાલય,
બસ સ્ટેશનની બાજુમાં,
નખત્રાણા-કચ્છ.

**વાલજી નારણ પટેલ**
મંત્રી

**પ્રેમજી પુંજા પટેલ**
પ્રમુખ

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

પ્રભાત પ્રેસ, ભુજ.

નિમંત્રણ

# ઉદ્‌ઘાટન સમારોહ

બુધવાર, તા. ૨૮-૪-૯૩

પ્રતિશ્રી,

નિમંત્રક :
પ્રમુખશ્રી,
અ. ભા. ક. કડવા પાટીદાર
સમાજ
પાટીદાર વિદ્યાર્થી ભવન,
નખત્રાણા—કચ્છ.
ફોન : ૨૧૪૯

કચ્છમિત્ર
તા:
૨૯/૪/૯૩.



નખત્રાણા પાટીદાર અધિવેશનનું દીપ પ્રગટાવી ઉદ્‌ઘાટન કરતા સંત શ્રી વાલદાસજી મહારાજ, બાજુમાં પ્રેમજી પુંજા પટેલ ખીમજી નાગજી પટેલ અને શિવદાસ પટેલ. જ્ઞાતિના આદ્ય સુધારક નારાણ લીંબાણીની અર્ધ પ્રતિમાનું અનાવરણ કરતા સમાજના પ્રમુખ પ્રેમજીભાઇ પટેલ. નીચે કન્યા છાત્રાલય ખુલ્લું મૂકતા દાતા એલ. વી. પટેલ (મુંબઇ) અને છાત્રાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે નીકળેલી વિશાળ શોભાયાત્રા.

# અખિલ ભારતીય કચ્છી કડવા પાટીદાર અધિવેશનનો ઉત્સાહભેર આરંભ

(સી. કે. પટેલ દ્વારા)

નખત્રાણા તા. ૨૮ : ભારે ઉમંગ અને ઉત્સાહપૂર્ણ વાતાવરણમાં દેશ-પરદેશમાંથી આવેલા હજારો જ્ઞાતિજનોની હાજરી વચ્ચે આજે સવારના પાટીદાર વિદ્યાર્થી ભવન ખાતે સંત શ્રી વાલદાસજી મહારાજના હસ્તે દીપ પ્રાગટ્ય સાથે જ શ્રી અખિલ ભારતીય કચ્છી કડવા પાટીદાર સમાજના ત્રિદિવસીય અધિવેશનનો અહીં દબદબાભેર પ્રારંભ થયો હતો.

આ મહોત્સવના પ્રારંભ સાથે જ પાટીદાર જ્ઞાતિના આદ્ય સુધારક નારાયણ રામજી લીંબાણીની અર્ધ પ્રતિમાની સમાજના પ્રમુખ પ્રેમજી પુંજા પટેલના હસ્તે અનાવરણવિધિ કરવામાં આવી ત્યારે સમગ્ર સભા મંડપ

**નખત્રાણામાં અદ્યતન કન્યા છાત્રાલયનું ઉદ્‌ઘાટન : જ્ઞાતિ સુધારકની અર્ધ પ્રતિમાનું અનાવરણ**

'ઉમિયા માતાની જય'ના પ્રચંડ નારાથી ગાજી ઉઠયો હતો.

નખત્રાણામાં પંદર લાખ રૂ.ના ખર્ચે બનાવવામાં આવેલા અદ્યતન કન્યા છાત્રાલયનું ઉદ્‌ઘાટન મુંબઇ નિવાસી એલ. વી. પટેલ (બુડલાવાળા)ના હસ્તે કરવામાં આવ્યું હતું. રૂ. ૧,૨૫,૫૫૫નો ચડાવો બોલી તેમણે આ ઉદ્‌ઘાટનનો લાભ લીધો હતો. આ પ્રસંગે છાત્રાલયના દરવાજાનું પૂજન વાલદાસજી મહારાજના હસ્તે કરવામાં આવ્યું હતું.

છાત્રાલયના પ્રાંગણમાં યોજાયેલા હવનમાં શ્રીફળ હોમવાની વિધિ વાલદાસજી મહારાજના હસ્તે થઇ હતી અને નખત્રાણાના મણીલાલ પુંજા રામાણી પરિવારે રૂ. ૧,૧૧,૧૧૧ આપી મુખ્ય યજમાન તરીકે લાભ લીધો હતો.

આ પ્રસંગે આશીર્વચન આપતાં વાલદાસજી મહારાજે જણાવ્યું હતું કે શિક્ષણ દ્વારા કન્યામાં સંસ્કાર આવશે તો ભાવિ પેઢી પણ સંસ્કારી બનશે. કડવા પટેલ કન્યા કેળવણી મંડળ, મોરબીના પ્રમુખ જયરાજ પટેલે આ છાત્રાલયના નિર્માણમાં સહભાગી થનાર દાતાઓને અભિનંદન આપ્યા હતા. પ્રેમજી પુંજા પટેલ સહિત અન્યએ પ્રાસંગિક પ્રવચન કર્યા હતા.

તે અગાઉ પાટીદાર વિદ્યાર્થી ભવનથી કન્યા છાત્રાલય સુધી વિશાળ શોભાયાત્રા કાઢવામાં આવી હતી. જેમાં કળશધારી બહેનો અને પાવડા મોટા ગામની પાટીદાર યુવક મંડળની બેન્ડ પાર્ટી સાથે મોટો જનસમુદાય જોડાયો

( અનુસંધાન ૩જા પાને )

## દાનના આંકને આંબી જતી મનની મોટાઇ

આજના જમાનામાં ભાગ્યે જ એવા કોઇ દાતના હશે જે લાખો રૂ.ના દાન કર્યા પછી પોતાના નામની તકતી કે પોતાનું સન્માન થાય તેવી અભિલાષા ધરાવતા ન હોય.

પણ પાટીદાર કન્યા છાત્રાલયમાં રૂ. ૧૦ લાખનું દાન આપનાર કેટલાક દાતાઓએ તેમના નામની જાહેરાત સુદ્ધાં ન કરાવી જ્ઞાતિજનોને આશ્ચર્યમાં મૂકી દીધા હતા.

તેમના મતે ઇશ્વરે આપ્યું છે તેમાંથી સમાજને તેઓ થોડુંક આપી રહ્યા છે તેમાં નામનો શું મોહ રાખવો ! દાતાઓની આવી ઉદાત ભાવનાને સમાજે પણ બિરદાવી હતી.

## પાટીદાર અધિવેશન'

(છેલ્લા પાનાથી ચાલુ)

હતો.

કન્યા છાત્રાલયના ઉદ્‌ઘાટન સમારંભમાં ૫૦ હજારથી વધારે રકમ આપનાર દાતાઓનું સન્માન કરવામાં આવ્યું હતું. કન્યા છાત્રાલયના એક રૂમના રૂ. ૩૩,૩૩૩ લેખે તમામ ૮૪ રૂમના દાતાઓની નોંધણી થઇ ચૂકી છે. તેમજ પલંગ દીઠ ૧૧,૧૧૧ લેખે ૨૪૩ પલંગના દાતાઓ પણ મળી ગયા હોવાની જાહેરાત કરવામાં આવી હતી.

સમાજના મહામંત્રી વાલજી નારાણ પટેલે કાર્યક્રમનું સંચાલન કર્યું હતું. આજથી શરૂ થયેલું અધિવેશન ૩૦મી એપ્રીલના સમાજના ખુલ્લા અધિવેશન સાથે જ પૂર્ણ થશે. આવતીકાલે મહિલા તેમજ યુવા પરિષદનું આયોજન કરવામાં આવ્યું છે. પાટીદાર વિદ્યાર્થી ભવનનું સંકુલ કાર્યકર્તાઓની ચહલ-પહલથી ધમધમી રહ્યું છે. ખીમજી લખમશી પટેલ (કલકત્તા), ગંગારામ પટેલ (દિલ્હી), અબજીભાઇ પટેલ (ભુજ) વગેરે અધિવેશનને સફળ બનાવવા જહેમત ઉઠાવી રહ્યા છે.

"તાઃ ૬/૩/૯૩ નું કચ્છમિત્ર"

# જાહેર વિજ્ઞપ્તિ

**કચ્છ કડવા પાટીદાર સમાજ**ના નામે કચ્છમિત્ર દૈનિકમાં તા. ૧૬-૨-૯૩ના રોજ પ્રગટ કરવામાં આવેલ જાહેર વિજ્ઞપ્તિના અનુસંધાને તા. ૨૧-૨-૯૩ના પત્રથી વિજ્ઞપ્તિમાં સહી કરેલ સોળ ભાઇઓને તા. ૩-૩-૯૩ના રોજ **પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા** મધ્યે બોલાવેલ પરંતુ હાજર રહ્યા નહોતા તેથી તે વિજ્ઞપ્તિમાં સહી કરેલ તમામ ભાઇઓએ તા. **૧૫-૩-૯૩ના** રોજ બપોરના ૩-૦૦ વાગ્યે તે જ સ્થળે **ઉપસ્થિત રહેવા વિનંતી છે.**

**પ્રેમજીભાઇ પુંજાભાઇ પટેલ**
પ્રમુખ,
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
C/o. પાટીદાર વિદ્યાર્થી ભવન, **નખત્રાણા-કચ્છ.**

કચ્છમિત્ર

અધિવેશન સમાચાર
તા. ૭/૨/૧૯૯૩

# કચ્છમાં અખિલ ભારતીય કડવા પાટીદાર અધિવેશનની તૈયારી

નખત્રાણા તા. ૬ : આગામી એપ્રિલ માસના છેલ્લા સપ્તાહમાં ભારતભરમાં વસતા કડવા પાટીદાર સમાજનું અખિલ ભારતીય અધિવેશન યોજનાર છે.

પાટીદાર વિદ્યાર્થીભવન ખાતે સમાજની કારોબારી તથા ગ્રામ્ય પ્રતિનિધિઓની બેઠકમાં તા. ૨૮/૨૯ અને ૩૦ એપ્રિલ મુકરર કરવામાં આવી હતી આ આયોજન માટે યુવા પાંખે રૂપરેખા ઘડી કાઢી હતી. ટ્રસ્ટી શિવદાસ ગોવિંદ પટેલના સૂચનનો સ્વીકાર કરવામાં આવ્યો હતો.

પ્રમુખસ્થાનેથી પ્રેમજીભાઇ પૂંજા પટેલે જણાવ્યું હતું કે સમાજના અધિવેશન દરમ્યાન નખત્રાણામાં બંધાયેલી અદ્યતન કન્યા છાત્રાલયને ખુલ્લું મૂકવામાં આવશે. વિદ્યાર્થી ભવનના માજી વિદ્યાર્થીઓનું સ્નેહ-મિલન, સાંસ્કૃતિક કાર્યક્રમ તેજસ્વી પ્રતિભાઓનું સન્માન આદ્ય સુધારક નારાણ રામજી લીંબાણીની અર્ધ-પ્રતિમાનું અનાવરણ, બંધારણ સુધારા, રીત રીવાજમાં સંશોધન અને સુધારા.

તેમજ ખુલ્લા અધિવેશન સાથે મહિલા તથા યુવા પાંખોની પરિષદ યોજાશે. આ યાદીમાં એપ્રિલ મહિનાના કાર્યક્રમોમાં સમાજના પ્રતિનિધિઓ ભાગ લઇ શકે એ રીતે લગ્ન વિ.ના કાર્યક્રમો ગોઠવવાની કચ્છના મોવડીઓએ વિનંતી કરી હતી. આ માટેના આયોજન સમિતિની પ્રથમ બેઠક તા. ૧૭/૧/૯૩ રવિવારે નખત્રાણામાં મળશે. સમગ્ર કાર્યક્રમનું સંચાલન મંત્રીશ્રી વાલજીભાઇ એન. પટેલ અને આભારવિધિ ઇશ્વરભાઇ એમ. પટેલે કરી હતી.

કચ્છમિત્ર



શ્રી ઉમિયાયે નમઃ

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

॥ શ્રી ઉમિયાયે નમઃ ॥



# ચતુર્થ અધિવેશન
## તથા
# કન્યા છાત્રાલયનો ઉદ્‌ઘાટન સમારોહ



**-: કન્યા છાત્રાલય ઉદ્‌ઘાટન સ્થળ :-**
બસ સ્ટેશનની બાજુમાં, નખત્રાણા (કચ્છ). તા. ૨૮/૪/૯૩

**તા. ૨૮/૪/૯૩ બુધવારથી તા. ૩૦/૪/૯૩ શુક્રવાર**

**-: અધિવેશન સ્થળ :-**
પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા

## :— જાહેર નિમંત્રણ —:

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા નવનિર્મિત અદ્યતન કન્યા છાત્રાલય, નખત્રાણાના ઉદ્‌ઘાટન સમારોહ સાથે સમાજનું ચતુર્થ અધિવેશન તા. ૨૮/૪/૯૩ બુધવારથી ૩૦/૪/૯૩ શુક્રવાર દરમ્યાન યોજાઇ રહ્યું છે. અધિવેશન અંગેનો વિગતવાર કાર્યક્રમ નીચેની વિગતે જાહેર કરવામાં આવેલ છે. આ અધિવેશનમાં ઉપસ્થિત રહી કાર્યક્રમને સફળ બનાવવા ભારતભરના કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિબંધુઓને અનુરોધ કરવામાં આવે છે.

કન્યા છાત્રાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે પ. પૂ. સંત શ્રી વાલદાસજી મહારાજ ઉપસ્થિત રહી આશીર્વચન આપશે.

## કાર્યક્રમ

**તા. ૨૭/૪/૯૩ - મંગળવાર - વૈશાખ સુદ-૫ (પાંચમ)**

રાત્રે ૮-૩૦ કલાકે :- કન્યા છાત્રાલયના ઉદ્‌ઘાટન અંગે ચડાવાની ખાસ સભા

**તા. ૨૮/૪/૯૩ - બુધવાર - વૈશાખ સુદ-૬ (છઠ્ઠ)**

સવારે :- ૭-૩૦ થી ૮-૦૦ કલાકે :- ○ દીપ પ્રગટાવી મહોત્સવ ઉદ્‌ઘાટન પ. પૂ. વાલદાસજી મહારાજના વરદ હસ્તે.
○ પૂ. નારાયણજી બાપાની પ્રતિમાની અનાવરણ વિધિ.
સવારે :- ૮-૦૦ થી ૯-૦૦ કલાકે :- ○ શોભાયાત્રા - પાટીદાર વિદ્યાર્થી ભવનથી કન્યા છાત્રાલય ભવન સુધી.
સવારે :- ૯-૦૦ થી ૯-૩૦ કલાકે :- ○ પ. પૂ. વાલદાસજી મહારાજના શુભ હસ્તે હવનમાં શ્રીફળ હોમવાની વિધિ અને હવનની પૂર્ણાહુતિ.
○ કન્યા છાત્રાલય ઉદ્‌ઘાટન.
○ પ. પૂ. વાલદાસજી મહારાજના આશીર્વચન.
સવારે :- ૯-૩૦ થી ૧૧-૦૦ કલાકે :- ○ નખત્રાણા કન્યા છાત્રાલય ભવન ઉદ્‌ઘાટન સમારંભ તેમજ સન્માન સમારંભ.
બપોરે :- ૨-૩૦ થી ૬-૦૦ કલાકે :- ○ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ આયોજીત "સરસ્વતી સન્માન સમારંભ."
○ ભૂતપૂર્વ વિદ્યાર્થી મિલન
○ પાટીદાર યુવા ક્રાંતિદળ મિલન.
સાંજના ૮-૦૦ થી ૯-૩૦ કલાકે :- ○ કચ્છ બહારથી પધારેલ આગેવાનોની સભા.
રાત્રિના ૯-૩૦ થી ૧૧-૦૦ કલાકે :- ○ વિષય વિચારણીય સમિતિની સભા.

**તા. ૨૯/૪/૯૩ - ગુરૂવાર ને વૈશાખ સુદ-૭ (સાતમ)**

સવારે :- ૭-૩૦ થી ૮-૦૦ કલાકે ○ સમૂહ પ્રાર્થના.
સવારે :- ૮-૦૦ થી ૧૧-૦૦ કલાકે ○ મહિલા પાંખની પરિષદ.
બપોરના ૨-૦૦ થી ૬-૦૦ કલાકે ○ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘનું અધિવેશન.
રાત્રે :- ૮-૦૦ થી ૯-૩૦ કલાકે ○ કચ્છ બહારથી પધારેલ આગેવાનોની સભા. (બીજું સત્ર)
રાત્રે :- ૯-૩૦ થી ૧૧-૩૦ કલાકે ○ વિષય વિચારણીય સમિતિની સભા

**તા. ૩૦/૪/૯૩ ને શુક્રવાર વૈશાખ સુદ-૮ (આઠમ)**

સવારે :- ૭-૦૦ થી ૭-૩૦ કલાકે ○ સમૂહ પ્રાર્થના.
સવારે :- ૭-૩૦ થી ૧૧-૦૦ કલાકે ○ સમાજનું ખુલ્લું અધિવેશન. (પ્રથમ સત્ર)
બપોરે :- ૨-૦૦ થી ૫-૩૦ કલાકે ○ સમાજનું ખુલ્લું અધિવેશન. (બીજું સત્ર)
સાંજે :- ૫-૩૦ થી ૭-૦૦ કલાકે ○ સમાપન સમારોહ.

## લિ. અધિવેશન આયોજન સમિતિ
## (અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ)

ચાલો નખત્રાણા........ ચાલો નખત્રાણા........

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# ચતુર્થ અધિવેશન

તારીખ :– ૨૮ – ૨૯ – ૩૦ એપ્રિલ-૧૯૯૩

આ ચતુર્થ અધિવેશન સમયે સમગ્ર જ્ઞાતિના ભાઇ-બહેનોને અચૂક પધારવા હાર્દિક નિમંત્રણ પાઠવવામાં આવે છે.

સ્થળ :–

પાટીદાર વિદ્યાર્થી ભવન
નખત્રાણા



-: નિમંત્રક :-

શ્રી અખિલ ભારતીય કચ્છ
કડવા પાટીદાર સમાજ